# આદર્શ જૈન

A Picture of An Ideal Jain or a Conqu ror

જૈન કે વિજેતાનું જીવન દર્શાવતું એક રેખાચિત્ર

અથવા

ભારતી ભાવના તેજસ્વી

જૈનો-વીરો ઘડનારૂં આજનું એક આહ્વાન પુસ્તક


લેખક

વિહગાવનો નગર શ્રી વા મો શાહ

શ્રીયુત્ કુંવરજી મૂળચંદ શાહ



ભાવનગર

ના

એક સુચરિત્ આદર્શ કાર્યકર્તા

અને જીવનમાં

જ્ઞાનના સંચય કરતાં કરતાં આવનારના જૈન સમાજના
નિરાધારોને સેવા કરવામાં જેણે જીવન સમર્પ્યું છે

તે

૭૬ ના નવા જમાનાનું નૂર પામેલ
વૃદ્ધ છતાં યુવાનના જેરાથી કામ કરતા

પુરુષ

<u>શ્રીયુત કુંવરજી મૂળચંદ શાહના</u>

શાંત ને સુવાસિત માધુર્ય ઝરતા

**આ દર્શને!**

તેમના દિલની ઉદાર ભાવનાને!
વિશાળ દ્રષ્ટિ અને ભાવનાશક્તિને!
સિદ્ધાંતપ્રિયતા ને નિર્મળ મનોદશાને

તથા

**શીતળ છતાં તેમના પ્રતાપી**

**લોહીને**

**સપ્રેમ**

**સમર્પણ!**

—ખ સી

---

# વાચનારને !

## સુભાગ્યશાળી આત્મસ્વરૂપ !

આપ આ પુસ્તકને ' ગમે તેમ જલ્દી જલ્દી વાચીને પૂરૂં ન કરશો પરંતુ પુસ્તકના ભાવો, ભાવનાઓ ને વિચારો બારિકાઈથી સમજવા પ્રયત્ન કરશો જ એમ લેખક ચાહે છે બની શકે તેટલી ખૂબ શાન્તિ ને ધીરજ પૂર્વક પુસ્તકનું હૃદય પારખવા કાળજી રાખશો કે ! આપ મનનપૂર્વક વાચજો આટલું કરશો તોય પોતાની પર આપનો ઓછો ઉપકાર નહિ થાય !

—⁂—

# વિહંગાવલોકન

( લખનાર, વા. મો શાહ. )

'જૈન સમાજ' એવા નામથી ઓળખાતા એક સમાજમા જન્મેલા અને એ વાતાવરણમા ઉછરેના એક નવજ્વાનને 'જૈન ધર્મ'ના નામે ઉપદેશાતા **સિદ્ધાન્તો** વાચી-સાભળીને, 'જૈન' તરીકે કરાતા વ્યક્તિ અને સમૂહના કાર્યો જોઇને તથા 'જૈન ભાવના' તરીકે કરાતી **ભાવના** વિચારવાથી સ્વભાવત. જે **મુઝવણ** ( Confusion ), ઝ્ગળો ( disgust ) અને **પ્રશસ્ત** **ક્રોધ** ( noble indignation ) થવા પામ્યા ત્હેમાથી પોતાને મુક્ત કરવા ત્હેને **ખુલ્લી** **તનદુરસ્ત** હવામા જવાની જરૂર પડી, જ્ય્હા ત્હેની **બુદ્ધિ** તેમજ **હૃદય**ને 'સતોષ' આપે એવા **જૈનત્વ**નો યત્કિચિત પરિચય થવા પામ્યો એ નૂતન પ્રકાશને આધારે આ પુસ્તક લખાયુ, અને ત્હેને 'આદર્શ જૈન' એવુ નામ અપાયુ તાત્પર્ય કે, 'કહેવાતા જૈન'ની અપેક્ષાએ 'આદર્શ જૈન' નામ સૂઝયુ,—જે કે વસ્તુત 'આદર્શ જૈન' અથવા 'જૈન' એવુ

નામ બસ હતું જનતાને વટાવી જાય તે 'જૈન' જ્ઞાન અને સક્રિયતારૂપી એ પાંખોના ઉપયોગ પૂર્વક જનતારૂપી પૃથ્વીને વટાવી ઉંચી ભૂમિકામાં સદાય ઊડે તે 'જૈન' પ્રમાદ તેમજ ધાંધલ બન્ને પર જય મેળવે તે જૈન જનતા-સામાન્ય ગણ-Masses-આમવર્ગમાં બુદ્ધિની જડતા અને હૃદયની વક્રતા હોય છે તેથી સ્વભાવત જ ત્હેનું જોવું ઉપલકીઉં હોય છે, ત્હેનું વિચારવું અતિ મર્યાદિત દૃષ્ટિવાળું અને વક્ર હોય છે અને ત્હેનું વર્તન પ્રગતિમય નહિ પણ ધાંધલરૂપ હોય છે બીજા શબ્દોમાં કહીએ તો જનતા ( આમવર્ગ ) નું જીવવું ઉત્તરોત્તર વિકાસ પામતા જીવનની પ્રાપ્તિ ખાતરનું જીવવું નથી' હોતું પરન્તુ પ્રમાદ અને ધાંધલ વડે જીવનશક્તિઓનો વ્યય કરી નાખવા રૂપ હોય છે જ્યારે એથી ઉલટું, એક અસાધારણ જન' એટલે 'જૈન' નું જીવન ઉંડા વિચાર' અને વ્યાપક ભાવના સંયોગપૂર્વક જીવાતું હોય ઉત્તરોત્તર તે વધુ ને વધુ વ્યાપક વધુ ને વધુ ઉંડું, વધુ ને વધુ પ્રકાશમય અને વધુ ને વધુ સશક્ત બનતું હોય છે આમ હોઈ જનતા ની અને 'જૈન ની' જીવન નિર્વહવા સમ્બંધી 'નીતિ ઓ પણ ભિન્ન હોય છે અને તેથી, જ્યારે જનતા એક 'જૈન ની નીતિની 'કિંમત

આકવા ' 'અર્થાત્ તે પર અભિપ્રાય બાંધવા પ્રયત્ન કરે છે ત્યારે, સ્વભાવત ખોટી જ કિંમત આંકી બેસે છે કારણ કે કિંમત આંકવામા તે પોતાની નીતિ રૂપી ખોટી કસોટીનો ઉપયોગ કરતો હોય છે આથી દરેક ' જૈન જનતાથી પ્રાય અન્યાય અને કવચિત્ ત્રાસ જ પામતો હોય છે સમ્પૂર્ણ ' જૈન અથવા ' મહાવીર ને ગોપાલકો–ભરવાડો–જનતા–એ ત્રાસ આપ્યો હતો એવું શાસ્ત્રોનું કથન કોઈ કોઈ એક સ્માતનું વર્ણન નથી પરન્તુ જનતાનું જૈન પ્રત્યે સ્વભાવત કેવું વલણ હોઈ શકે, અને ' જૈન ' એ વલણ પ્રત્યે કઈ દૃષ્ટિથી જોતો હોય એ બતાવવાનો–જનતા અને જૈનનું માનસ આલેખવાનો પ્રયાસ હતો સાંપ્રતકાળમા આન ધનજી નામક ' જૈન ' અને જનતા વચ્ચે પણ એ જ ઘટના બની નથી શુ ? પોતાને ' જૈનસઘ કહેવડાવનાર જનતાએ પણ એ પુરૂષસિંહ–જૈન–પર કયા ત્રાસ નથી કર્યા ? અને ખરૂં જોતા તો એ ત્રાસો જ ' જૈન ને ' સમ્પૂર્ણ જૈન ' બનાવનારી ' શાળા હોય છે, ' વીર 'ને ' મહાવીર ' બનાવનાર ' ખાખ હોય છે એ ત્રાસો જ ' જૈન ને ' જનતા ' થી ભિન્ન તરીકે ઓળખાવનાર દશ્ય ચિન્હ હોય છે

ભરવાડો મહાવીરને ત્રાસ જ કરી શકે, અને

ઈન્દ્ર જ–દેવો અથવા દીવ્યતાનો સ્વામી જ–ક્ષત્રીય જ શૂરવીર પુરૂષ જ મહાવીરની વાટે ધાવામા સેવા-બુદ્ધિ માની શકે, એમ એ જ શાસ્ત્રોપરથી સહજ જોઇ શકાય છે ક્ષત્રિય પ્રકૃતિ જ તીર્થંકર જન્માવી શકે એમ ચોવીશે તીર્થંકરોના ઇતિહાસ સાક્ષી પૂરે છે એથી સ્પષ્ટ સ્હમજાય છે કે ક્ષત્રિય ( કુળ નહિ પણ પ્રકૃતિ–instinct ) જ જૈનત્વને પીછાની શકે કદર કરી શકે, અનુસરી શકે, સેવી શકે ક્રય-વિક્રય અને આર્થિક લાભ તથા મહીમતામતી જેની પ્રકૃતિમા છે તેની જનતા જનત્વને પીછાની જ શકે નહિ અને તેથી કદર કે સેવા પણ કરી શકે નહિ

જનતામા જાડ્ય–તમોગુણ પ્રધાન હોય એમાની છૂટીછવાઇ વ્યક્તિઓ તમોગુણ વટાવી જઇને રજોગુણમા આવે–ક્ષત્રીય બને અને પછીજ રજોગુણી બન્યા પછી–એ ક્ષત્રીય વ્યક્તિઓમાની કેટલીક સ્હાયીએ આગળ પ્રગતિ કરીને સાત્વિક ગુણના પ્રદેશમા આવે અને તત્પશ્ચાત્ એ ગુણ અથવા શક્તિને પણ બાળી ખાખ બનાવી તે ખાખને હજમ કરી બેસે અર્થાત્ ' ગુણાતીત બને મહાવીર આદિની એ ભૂમિકા હોય એમણે પરમોત્કૃષ્ટ શક્તિ પ્રકટાવી ' હોય છે એટલુ જ નહિ પણ એ શક્તિ નેય પચાવી હોય છે

' જાતિ ' કે ' સંઘ ' આદિ કોઈ પણ નામના સમૂહ રચવાનું ' જૈન ' ની પ્રકૃતિમાં જ ન હોય તીર્થંકરોનો, કેવળીઓનો, ચક્રવર્તીઓનો ' સંઘ ' કે સમૂહ ગણવામાં નથી આવ્યો સિદ્ધોની જમાત કોઈ સ્થળે હોવાનું સાંભળ્યું નથી જ્યાં જ્યાં ' જ્ઞાતિ ', ' સંઘ ' ' સમૂહ ' જોવાય છે ત્યાં ત્યાં ' જનતા ' છે, જૈન નહિ.

ખ્રિસ્તીઓ અને મુસલમાનોથી ઉભરાઈ જતી આજની દુનિયાને જોઈને કેટલાક લોકો ખેદ કરે છે અને કહે છે ' દુનિયાનું કેવું કમભાગ્ય કે જૈનસત્વની આબાદી ઘટતી ઘટતી આજે આ જ તેર લાખ જેટલી જ રહી જવા પામી છે ' એ બિચારાઓને કોણ સમજાવે કે દુનિયામાંથી કાંઈ જતુંય નથી ને નવું આવતુંય નથી જૈનત્વ એક સ્થાન છોડી બીજે સ્થાને-બીજા સ્વાંગમાં દેખા દે છે, પરંતુ તો નથી જ હિંદ નામથી ઓળખાતા એક જમીનના ટુકડામાં જ અને ત્યાં પણ વાણીઆ નામની અમુક જાતિમાં જ જૈનત્વ ગોંધાઈ રહેલું માનવું એ જ પ્રથમ તો ' મિથ્યાત્વ ' છે અને જૈનત્વનું ઘોર અપમાન છે જો કોઈ જાતિવિશેષ જૈનત્વ સમજવાને વધુ લાયક હોય તો તે ક્ષત્રિય અથવા લડાયક જાતિ જ ફ્રાન્સ, જર્મની, રશિયા,

ઇગ્લડ આદિ દેશો કે જ્યહા લડાયક પ્રકૃતિ અને કુશાગ્ર બુદ્ધિ છે ત્યહા સાયન્સ, આર્ટ અને માનસશાસ્ત્ર ( psychology ) ના પ્રદેશોમા વધુ ને વધુ પ્રગતિ થતી રહી છે અને એ વિદ્યાઓ દ્વારા અધ્યાત્મ વિદ્યામા પણ પ્રવેશ થવા પામ્યો છે જીવતરને કીડા માફક વળગી રહેવાની લાલસા, મરણનો ભય, ઇન્દ્રિયોની ગુલામી લોકમતનો ભય, અનયદક વિર મણુનતનો ભગ આર્તધ્યાન અને રૈદ્રધ્યાન, નિદા અને કુથલી, મિથ્યાભિમાન સ્ત્રી અને સપત્તિ પર દઢ માલેકીઆન પગ પૂજવા-પૂજાવવાની બાલીશ વૃત્તિ, વસ્તુઓ અને સિદ્ધાન્તોને કિમત આપનાર(valuator) મટી વસ્તુઓ અને સિદ્ધાન્તોના ગુલામ બનવાની વૃત્તિ ઇત્યાદિ નિબળતાઓ પર એ પ્રજાઓના મ્હોટા ભાગે કેટના મ્હોટા પ્રમાણમા જય મેળવ્યો છે તે જો કોઇ હિદી તેઓથી નિકટ સમાગમમા આવીને બારીક અવલોકે તો એણે કહેવુ જ પડશે કે હિન્દમાથી આસ્તે આસ્તે અસ્ત પામતુ જૈનત્વ તે તે પ્રજાઓમા ઉદય પામવા લાગ્યુ છે હિન્દમાં તો ત્હેનો પ્રકાશ નામમાત્રનો રહી જવા પામ્યો છે તેર લાખની સખ્યા કહેવાય છે તે કાઇ જૈનોની નહિ પણ જનતાનો એક ભાગ કે જે જૈનત્વની *નકલ કરનારો છે ત્હેની છે-સકસનો ખેલ જોનારને

યાદ હશે કે, હાથી, ઘોડા અને સિંહ પર કાબુ મેળવીને તેઓ સાથે મરણીયભર્યો ખેલ કરનાર જૉકટરની પછી એક વિચિત્ર પોશાકવાળો અને કમજોર વિદુષક આવે છે કે જે પહેલા મર્દનું અનુકરણ કરવાનો દેખાવ કરે છે અને લોકોને હસાવે છે 'મર્દ' ના 'ખેલ' જોઇને લોકો દમ ખેંચે છે નકલીના ચાળા જોઇને લોકો દમ નીચે છોડે છે એક સ્વભાવત જનતાના પ્રાણોને ઉંચે લઇ જનાર થઇ પડે છે જ્યારે બીજો સ્વભાવત પ્રાણોનું અધઃપતન કરાવનાર થઇ પડે છે *

* 'જૈન શાસ્ત્રોક્ત પ્રતિક્રમણ' નામક ક્રિયા (mental exercise) કરનારને ખબર હોવી જ જોઇએ કે ક્રિયામાં આપણી પૃથ્વીથી વિવિધ દેવલોકો અને ત્યાંથી સિદ્ધશીલા કે 'મુક્તિશીલા' કે જે દૂર છે ત્હેનું અંકિત આપવામાં આવ્યું છે અને ક્રિયાની સમાપ્તિ ઉપાસ્ય અથવા સિદ્ધની ભૂમિકામાં કરવામાં આવી છે ઉપાસકનું મન કે જે ત્હેના શરીર અને આસપાસની દુનિયામાં ચ્હોંટી રહ્યું છે ત્હેને ત્યાંથી ઉખેડી ને વધુ ઉંચે કમરા ઉડાડવાના આશયથી એક પછી એક દેવલોક તરફ વહેવડાવવામાં આવે છે-હજ્જારો યોજનની મુસાફરી બાદ મનને -પ્રાણોને-અસંખ્ય યોજનની ઉંચા એ ઘકેલી માપીની પાપથીય પાતળી અને સુક્ષ્મની અણી જેટલી ભૂમિકા પર સ્થિર કરવામાં આવે છે-બીજા શબ્દોમાં કહીએ તો પ્રાણોનું ઉર્ધ્વગમન અને ત્હેના સ્થિરતા એ જ આ પાઠદ્વારા સૂચવાતી ક્રિયાનો આશય છે—અને એ જ

વર્તમાનયુગના શ્રેષ્ટ વિદ્વાન શ્રી હેમચંદ્રાચાર્યે શ્રી **મહાવીર** જેવુ ઉત્ત્તમ કોટીનું પાત્ર આલેખના એવોજ એક પ્રસગ ચીતર્યો છે કે મહાવીર અને તેમની નમ્ય કરવાના સ્વભાવવાળો તેમને થઇ પડેલા શિષ્ય ગોશાળો ફરતા ફરતા મદન નામના ગામમા આવ્યા જ્યા તેઓ બ ને બળદેવના મદિરમા પ્રવેશ કરે છે, અહી બન્નેનુ વર્તન ભિ ન પ્રકારનુ બને છે મહાવીર બળદેવની મૂર્તિ સામે ધ્યાનારૂઢ થાય છે ત્યારે તેમનો શિષ્ય ગોશાળો એ મૂર્તિના મુખમા પુરૂષચિ હ મૂકી ખુશી થાય છે । આ રૂપકનુ રહસ્ય જાણવા જેવુ છે *

---

આશય યોગવિદ્યાનો છે એથી ઉલ્ટુ ખૂબ હસવાથી અને વિષયસેવનથી પ્રાણોનુ અધોગમન થાય છે આ બન્ને ક્રિયાઓ (નતા મા વિશેષપણે જેવામા આવે છે અને ઉચ્ચ સસ્કારવાળા મનુષ્યામા—અસાધારણ મનુષ્યોમા —અલ્પાશે જેવામા આવે છે

* હુ વિચારી શકુછુ ત્યા સુધી તો મહાવીર ચરિત્ર નિમિત્તે લખાયલા પ્રસગો આપણે જેને સામાન્યત ઈતિહાસ કહીએ છીએ એવા ઈતિહાસના પ્રસગ તરીકે લખાયા નહોતા પર તુ Permanent History —અવ્યાબાધ સત્યના ઇતિહાસ–તરીકે લખાયા હતા અને રૂપક નો ઉપયોગ કરવાનું કારણ એ હતુ કે એથી વાચનાર **મનનક્રિયા**મા ઉતરવા પામે અને અ ત કરણ અથવા આતરસૃષ્ટિમા થતી એ **ક્રિયા** થી ત્યેહા **જ્ઞાન પ્રકટવા** પામે બહારથી-સિદ્ધાન્તો દ્વાર-

**હિંદમાં જો જૈનત્વ પ્રગટાવવું હોય તો-જૈન સાહિત્ય અને જૈન ક્રિયાકાંડનો ઉદ્ધાર કરવાની**

અપાતા શિક્ષણથી પાંડિત્ય આવે પણ જ્ઞાન તો અંતરથી જ પ્રકટી શકે આટલું સ્મરણમાં રાખીને જ પ્રાચિન ઇતિહાસ વચાવા જેઓએ ઉપર કહેલી મહાવીર જીવનની ઘટના પર **મ્હારા અનુભવ** અને તર્કનો ઉપયોગ કરતા મ્હને જે દર્શન થાય છે ત્હેનો ખ્યાલ આ નીચેના શબ્દો વડે આવવા પ્રયત્ન કરીશ— મનુષ્ય વિકાસની વિવિધ દશાઓનો ખ્યાલ લાવવા માટે જમીનથી આકાશ સુધી એક તાર બાંધ્યો છે એવી કલ્પના કરો કેટલાક મનુષ્યો જમીનની સપાટી પર સૂતા પડ્યા છે અને પેટે ઘસીને—**સપાટીપર** ભમ્યા કરે છે અને જેમ તેમ કરીને જીવનને વળગી રહે છે બીજાઓ પેલા સપાટીપરના જીવનવાળાઓને વટાવી જઇ તાર પર ચ્હડવા લાગે છે ચ્હડનારાઓ પૈકી કેટલાક ૫૦ ફીટ ચ્હડ્યા છે, કેટલાક ત્હેમને પણ વટાવી જઈ ૧૦૦ ફીટ આગળ વધ્યા છે કેટલાક ૧૦૦૦ ફીટ એમ ઉત્તરોત્તર આગળ વધતા કેટલાક છેક છેડા સુધી પહોંચી ગયા છે આ બધા ભિન્ન ભિન્ન સ્થાનના મનુષ્ય પૈકી પહેલા અને છેલ્લા પુરૂષનું સ્વરૂપ સમજાવવાનો અહીં આશય છે બીલકુલ સંસ્કાર વગરનો મનુષ્ય અને શ્રેષ્ઠ સંસ્કારવાળો મનુષ્ય એ બેના માનસનો અભ્યાસ થાય તો વચલી તમામ સ્થિતિઓના માનસનો ખ્યાલ સ્હેલાઈથી આવી શકે ઇતિહાસ કારે પહેલી સ્થિતિના

વાતોને બદલે Science, Sociology, Psycholo-gy અને ફીલસુફીનું વ્યવહાર જ્ઞાન ધરાવનારા દેશ-

પ્રતિનિધિ તરીકે ગોશાળો કરે્યો અને બીજી સ્થિતિના પ્રતિનિધિ તરીકે મહાવીરની કલ્પના કરી અને એ નામો પણ આશયને લક્ષમાં રાખીને યોજ્યાં છે બલદેવના મંદિરમાં અર્થાત્ શક્તિના રાજ્યમાં કોણ કોણ જઇ શકે અને એઓ ત્યાં જઈ શકે તેઓ-શક્તિના પરિણામે કેવું વર્તન કરે, એ બતાવવાનો એ વિદ્વાનનો આશય છે ગોશાળો એ શબ્દથી જ એવી વ્યક્તિનું સૂચન થાય છે કે જેનું મન ગો એટલે ઈંદ્રિયો (અને ઇંદ્રિયોના વિષયો) ની શાળામાં જ શિક્ષણ લઈ રહ્યું છે ધરતી પર જ-ધરતી પરના પદાર્થો અને એ પદાર્થોનો સંગ કરનાર ઈંદ્રિયોમાં જ-બેસી રહ્યું છે અર્થાત્ જેની નજર જ હજી ઊંચે ગઈ નથી નીચે ને નીચે જ ભટકી રહી છે ઉર્ધ્વગતિ જેવી કોઈ ચીજ હજી એની કલ્પનામાં જ ઉગી નથી જેથી એનું તમામ વર્તન સપાટી પરની દોડધામ છે એની સઘળી પ્રવૃત્તિ (તેમજ સુસ્તી) ઇ પાયુ રીતે જમીનને વળગી રહેવા માટે-જેમ તેમ જીવતર ટકાવી રાખવા માટે-હોય છે અને જમીનને વળગીને ચાલનાર સર્પની ચાલ વક્ર તથા પ્રકૃતિ ડંખવાની હોય છે તે સુવિખ્યાત છે તેવા મનુષ્ય કોઈ દુઃખ સહી પણ લે કોઇ દેખીતી મરદાનગી પણ દાખવે,-પણ તે જીંદગીને ટકાવી રાખવા માટે, નહિ કે જીંદગીને વગાવી દેવા માટે નહિ કે પોતે પોતાને વગાવી જવા

વિદેશના વિદ્વાનો પાસે જૈન સાહિત્યમાંથી અર્ક ખેંચાવવાનું કામ કરી એ અર્ક વડે neo-Jainismનું

માટે નહિ કે ઉર્ધ્વગતિ માટે, નહિ કે આત્મવિકાસ યા અનુભવવિસ્તાર માટે એના એ દેખીતી મરદાનગી કે પ્રવૃત્તિ કે સહ્‌વાપણ એ સર્વ અશક્તિનું જ કાર્ય છે નહિ કે શક્તિનું કાર્ય યુરોપી મહાયુદ્ધમાં જેઓને પરાણે સૈનિકનો યુનિફોર્મ પહેરાવી રણજંગમાં ધકેલવામાં આવ્યા હતા તેઓ પણ ત્યાં શસ્ત્રનો ઉપયોગ કરતા જ હો, અને દુ:ખ પણ સહતા જ હશે એવી જ રીતે ગોશાળો કે જે મહાવીરના પ્રસંગમાં આવવા પહેલાં જેમ તેમ અથડાઈ-ટીચાઈ મુશ્કેલીએ ગુજરો કરતો હતો તેણે મહાવીરને દાન કરનારના આંગણામાં સુવર્ણવૃષ્ટિ થતી જોઇ ક્ષુધા થી જ-નહિ કે 'સ્પર્ધાભરપૂરતા થી પ્રેરાઈ ને-કષ્ટમય સાધુવ્રત લીધું હતું એક 'ગોશાળો' શબ્દ સાંભળવાની સાથે જ ઉપર કહેલાં તમામ ચિહ્નોવાળી પ્રકૃતિનું ચિત્ર 'શ્રાવક દૃષ્ટિ સમક્ષ ખડું થવું જોઇએ તે એ જ પ્રકૃતિ છે જેને જૈન 'ઇતિહાસ કારે ગોશાળો' એવું નામ આપ્યું છે અને એને જ માનસશાસ્ત્રી નિત્શેએ નિર્બળ શબ્દથી ઓળખાવવા યત્ન કર્યો છે એથી ઉલટી પ્રકૃતિને-બીજા છેડાની પ્રકૃતિને-જૈન ઇતિહાસકારે 'મહાવીર નામ આપ્યું વેદાંતીઓએ 'પુરુષોત્તમ પૂર્ણ પુરુષ આદિ શબ્દોથી ઓળખ કરાવી અને નિત્શેએ Superman "અથવા" સબળ આદિ શબ્દો યોજ્યા. એ સબળ

અર્વાગનુ ? ન્ય૩૫ નવેસરથી યોજવુ જોઈશે હુ
અનેક પ્રસગે કહી ગયો છુ કે, હિદુશાસ્ત્ર અને

પ્ર તિનો ' ૮નિદ્રાસ કહેતા જૈન શાસ્ત્રો શુ કહે છે તે
જોઈએ પિતાએ મેળવી આપેલી પત્ની અને પિતા
તરફથી મળનાર રાજ્યલક્ષ્મી વડે કાઇ અનુભવ-વિસ્તાર ન
થવા પામે એમ સમજી એવી તમામ મિ કતો કે જે
પામવા દરેક ગોતાગો અહોરાત્રિ ન ફ ા અને વલખા નેવે
છે તે સર્વને પોતાની મેળે તિલાજલી મહાવાર આપી હતી
એમ કહેવામા આવ્યુ છે સ્થૂલ મિલ્કત / માત્ર નહિ
પણ સૂક્ષ્મ મિ કત -માથાના બાલ -નો પણ લ્હેમ
• બે મુષ્ટિથી લોચ કર્યો હતો, એટલે કે અવલોકન
વડે સઘળા દ્વન્દ્વોનો-સુખ અને દુઃખના પુણ્ય અને પાપના
મેળવવા અને ગુમાવવાના ખ્યાલોનો-ત્યાગ કરીને તેમ
પોતાને વટાવતા રહેવાના-અનુભવ વિસ્તારના-ધ્રુવ તારા
પર જ દૃષ્ટિ ઠેરવી હતી. ત્યારબા સા ા બા વર્ષ સુધી
તપ કર્યો હતો અર્થાત્ મનન (thinking) અને ધ્યાન
(contemplation) રૂપ આભ્યતર તપના સા ાબાર વર્ષ
જેટલો લાંબો વખત ચાલુ રખાયલા સેવન વડે બુદ્ધિ અને
ચિત્તની નિર્મળતા અને વિકાસ સાધ્યા હતા અથાત

૩ ` પૂર્ણ જીવન જીવવાની કળા હાંસલ કરી

વધાની જવા

જીવનમા

૧ પૃ૦

જૈનશાસ્ત્રના નામે ઓળખાતા પ્રાચીન ગ્રંથોમાં જ્યાં જ્યાં ચરનાકા પુરૂષોના—આદર્શ પુરૂષોના અવતારોના—

---

હવે 'ગોશાળો અને મહાવીર—બુદ્ધાત્મ અને ચક્રવર્તી મહારાજા—વ્યક્તિમાનના ખાબોચીઆનો 'ભોગ' અને સમષ્ટિજાન ના આકાશમાં એકડો ક નો । — તુચ્છ પામર અને ઉચ્ચતમ સંસ્કાર વાળા પુરૂષ (man of highest 'culture ) એ બંનેને ઠ ય વધુ પીડાના સંજોગમાં આવવાનું ઉપસ્થિત થાય ત્યારે એ સંજોગો પ્રત્યેકમાં કઇ જાતના પરિણામ ઉપજાવે એ જોવાનું છે અને એ બતાવવાના આશયથી / મ ન ગામમાં મહાવીર અને ગોશાળાને લાવવામાં આવ્યા છે મ ન આમ એટલે જૈન સંયોગો—એવી પરિસ્થિતિ—કે જે મનુષ્યના મનનું ન ન કરે—રગડી નાખે—વનોવી નાખે એ વર્ગના સહન તો બ ને વ્યક્તિ કરે એક ન મળતાને લીધ બીજો દૌર્બલ્યને લીધે (શાસ્ત્રમાં 'ક્ષમા' નામના ગુણની ભારે પ્રશંસા કરવામાં આવી છે તે 'ક્ષમા' નીતિની પ્રશંસા નથી પણ સબળના સહવ ના ગુણની ગુણ કોઈ નૈતિક સિદ્ધાન્ત નથી પણ શક્તિનો પર્યાયવાચક શબ્દ છે ) હવે સહવા થી શું બનવા પામે ? કુબળ પણ —ન છૂટકે—સહી લેવાથી બળદેવના મંદિરમાં—શક્તિના મૂર્ત્ત પ્રતિનિધિની સમક્ષ—આવી પહોંચે છે શક્તિના મૂર્ત્ત પ્રતિનિધિ એટલે શરીરબળ ધનબળ ઈજ્જતબળ, સત્તાબળ ઈત્યાદિ પ્રત્યેકના જોવામાં એવા ઘણા મનુષ્યો આવ્યા હશે જેઓમાં કશા ઉંચા સંસ્કાર ન હોય.

જીવનચરિત્ર આલેખવાનો પ્રયત્ન જોવામાં આવે છે
ત્યાં ત્યાં કોઇ વ્યક્તિવિશેષ ઇતિહાસ નહિ. પણ

---

અને જેઓ અથાગ-હીનાહ-દીબાઇ ધનવાન કે સત્તાવાન કે પહેલવાન બન્યા હોય છે પરંતુ તે બધા તેઓ અંદરથી અપયશ હોઈ "સર્વગતિ થી જીવ તરને કે જીવતરતુલ્ય માનેલ મિલ્કતો' ને ટકાવી રાખવા મથી રહ્યા હોય છે બળદેવ નું મૂર્તસ્વરૂપ જ્યારે 'ગોશાળા'ની દૃષ્ટિ સમક્ષ ખડું થાય છે ત્યારે તે, મહાવીર જેમ તે તરફ આંખો બંધ કરી 'ધ્યાનારૂ' થયા તેમ કરવાને બદલે એ મૂર્તસ્વરૂપ તરફ ગતિ કરે છે અને એને વંદનક્રિયાનું ભાજન બનાવે છે અર્થાત્ એમાંથી ફળ' મેળવવા કોશીશ કરે છે એટલે કે શારીરબળ ધન બળ, સત્તાબળ ઇત્યાદિ આદિ શક્તિના મૂર્ત સ્વરૂપોનો લાભ ઇંદ્રિયોને અપાવવા એનું મન દોડે છે બીજા શબ્દોમાં કહીએ તો સહુવાથી મેળવેલી કિંચિત્ શક્તિ એમાંથી ગુમાવે છે જેથી ત્હેનું જીવન વધુ ને વધુ 'સ્થાપી' પરંતુ બનતું જાય છે શારીરબળથી સ્ત્રીઓની લાજ લૂટનારા દાદાગિરી કરનારા વાત-વાતમાં મુક્કી કે છુરી' ઉપાડનારા મનુષ્યો આ કોટિમાં સ્હમજવા ઘણી ક્લે આડમ્બરવાળા વ્યાપારમાં ફીચાઈ થોડુંક ધનબળ હસ્તક કરી અપવ્યયથી વધુ ધનવાનપણાનો દેખાવ કરી ધનથી મળતી સોહાઈ મેળવી અને શોહાઇવાળા લાગવગનું બળ મેળવી સોદાના નાણાં તેમજ હુન્નરની રચનાનો ઈજારો લઈ એ ઈજારા દ્વારા જ એ બંનેનું શોષણ કરનારા 'ગોશાળા'નો

વિશિષ્ટતાની   સાયકોલૉજી-ગુણસ્થાનક્રમારોહણનું
સામ્ય-લખવાનો જ આશય હતો. અમુક અંશે

સમાનતા પણ આજ વર્ગમાં થાય છે એ જ રીતે કાનુની બુદ્ધિનું બળ મેળવી વ્યક્તિ કે સમાજના ઘરમાં સર્પગતિથી ઘૂસી ડંખનારા તથા મુક્તિના નામે લોકોને રંજનારા પામર કીટોનું પણ એમ જ રહેમજનુ ગાંધીજી જેવા સંતના શિષ્ય બનીને એમની પાછળ રીઝવાથી ખ્યાત બનેલા અને એમને લીધે પ્રસિદ્ધિનું બળ પામેલા કેટલાએક જીવો એ બળોનો ઉપયોગ ધન અને કીર્તિ લૂંટવામાં અને કોઈ તો ખુદ ગાંધીજીને ડંખવામાં કરે છે ત્યારે પણ ગોશાળો જ બેસી રહ્યો રહેમજનો આ સર્વથી ઉલટું એક મહાવીર શાન્તપણે અનુભવ્યા કરે છે ? શક્તિના મૂર્તસ્વરૂપ તરફ આંખો બંધ કરી ધ્યાન ધરે છે ધ્યાનની અગ્નિમાં શક્તિને બાળી હજમ કરી રહેનાથી પોતાનું ઐક્ય રચે છે શક્તિ અને શક્તિ ધરાવનાર એવા બે ભાવનો—દ્વૈતનો—પોતામાં લય કરે છે. પોતે જ શક્તિ બને છે અને તેથી શક્તિ વડે ગોશાળાઓ જે જે મેળવવું શક્ય માનતા હોય તે સર્વ પોતામાં 'દેખે' છે, અર્થાત્ પોતે 'ભરપૂર' પૂર્ણ ધરાયલા હોવાનું ભાન તેઓમાં સદા વર્તે છે જેને લીધે તેમનું ચિત્ત 'આનંદઘન' બને છે પાણીમાં તરંગ હોય પણ બનેલું પાણી—ભરપૂર-નક્કર પાણી 'સ્થિર' હોય છે, તેમજ 'ભરપૂર' કે 'આનંદઘન' બનેલું અંતઃકરણ પણ આશા—ઈચ્છા—ભય—શંકા આદિ તરંગ રહિત હોય છે એવું મહાવીરપણું 'વીરરસાને

ધારણ વ્યક્તિએ બાહ્ય દુનિયામા કેવુ વર્ત્તન કર્યું તે નહિ, પણ હરકોઇ અસાધારણ વ્યક્તિ આતર દુનિયામા–અત કરણમા–કેવા સજોગો પામે, અને કેવુ વર્ત્તન કરે એની નોધ કરવાનો–મન બુદ્ધિ, ચિત્ત અને વ્યક્તિભાનની ક્રિયા–પ્રતિક્રિયાનુ ચિત્ર આપવાનો આશય હતો સૂક્ષ્મ અનુભવોને સ્થૂલ દૃષ્ટિવાળાઓ સમક્ષ રજુ કરવા વખતે તેઓને પરિચિત બાહ્ય દુનિયામા બનતી ઘટનારૂપે ચીતરવાની જરૂર પડી હતી અર્થાત્ 'બાલ બુદ્ધિ અને સ્ત્રી પ્રકૃતિને–જડતા અને 'વક્રતા ને–સમજાવવા માટે કથા કરવામા આવી હતી કથાવિદોને એમ કરવાનોય જ પ્રસિદ્ધ હક્ક હોય પરન્તુ ખેદનો વિષય તો એ છે કે શક્તિ ગુમાવી બેઠેલા અને તેથી 'કથા' ને નહિ પીછાનના પામર પડિતોએ શબ્દે શબ્દનુ ઈશ્વરવચન તરીકે ભાષાતર કર્યું અને તે ઉપર ત્હેની પુષ્ટિ માટે ટીકાની ભરમાર કરી અને એ

---

વગાવી જવાથી જ પ્રાપ્ત થઈ શકે નહિ કે ગોશાળાની દશામાથી ગોશાળો અને મહાવીર–**ઉપયોગમય** જીવન **જીવનાર** અને ઉપયોગપૂર્વક જીવન **જીતનાર** એ બે Type–એ બે ખાસીઅત–પર સકટ ેવી અને કઇ ભિન્ન અસરો ઉપજાવે છે એ બળદેવના મદિરવાળી પ્રસ્તાની કલ્પના કરનારે સચોટ રીતે રહેમ તુ છ

'પંડિતો' ના લખાણો પરથી આધુનિક 'ધર્મ'–'નીતિ' ની વ્યાખ્યાઓ મુકરર થઇ ' વિવેક, વિરાગ, ક્રોધ, દયા, ભક્તિ, પ્રેમ, ત્યાગ, મુક્તિ, ઇત્યાદિ શબ્દો ભળતા જ અર્થમા પ્રવર્ત્તવા લાગ્યા અને તેથી મનુષ્યછોડની વિકૃતિ થવા પામી વિકૃતિથી સર્વ સપત્તિઓ અદ્દશ્ય થાય એ સ્વાભાવિક છે તેથી જ્હારે છેલ્લી હદનું નિર્બલ્ય પ્રાપ્ત થયુ ત્હારે જનતા કાળને શિર દોષ દેવા લાગી ' નિબલથી બીજું શુ થઇ શકે ? સ્વચ્છદને વળગી ન્હેવુ અને દોષ પોતા સિવાયના કોઇને કે કશાને શિર ઓઢાડવો એ તો નિર્બલની–જનતાની–પ્રકૃતિ જ હોય, અને તેથી જ ઉપર કહેવાઇ ગયુ તેમ, જનતાના અભિપ્રાય અને જૈનના અભિપ્રાય સ્વભાવત ભિન્ન હોય જૈન જનતાના અભિપ્રાયને ત્હેની 'નીતિ ને ત્હેના વર્ત્તનને લેશ માત્ર મહત્વ આપે નહિ તે પોતાનો કેડીઓ પોતે બને અને પોતે બાંધેલી સડક પર કે પોતે ચેલા સ્વગમા પોતે એકલો જ–બીજાની હુંફ કે બીજાના અભિપ્રાયની દરકાર કર્યા વગર–એકાકી જ વિહાર કરે અને પોતાનો દરેક અખતરો પોતાના જ હિસાબે ને જોખમે કરવા જેટલો તે 'પ્રમાણિક' હોય

'જનના' અને 'જૈન' વચ્ચેનો—બાહ્ય સાધનવાળા જગત્ અને આંતર જગત્‌મા પ્રગતિ કરનાર મનુષ્યવિશેષ વચ્ચેનો—તફાવત સ્હમજાવીને હું થોભી જઈશ 'જૈન' કેવો હોય અગર હોવો જોઈએ એ સબંધમા અનેક વખત 'જૈન હિતેચ્છુ' પત્રમા અને 'પ્રગતિના પાદચિન્હો' નામના લેખમા હું અત્યાર આગમચ પુષ્કળ બોલી ગયો છુ અત્યારે તો 'આદર્શ જૈન'ના લેખકને આ સબંધમા જે કહેવાનું છે તે લક્ષપૂર્વક સાંભળવા જ જાહેરને ભલામણ કરીશ

***

'આદર્શ જૈન' મંબંધમા ભિન્ન ભિન્ન જૈન સંપ્રદાયોના સામયિક પત્રો, સાધુઓ અને શ્રાવકોએ આપેલા પ્રશસાયુક્ત અભિપ્રાયો તરફ મ્હારૂં ધ્યાન સહજ ખેંચાવા પામ્યું છે આ દેશમા, આ કાળમા, પ્રાય સઘળા વિરોધાત્મક અને પ્રશસાત્મક અભિપ્રાયો 'પ્રમત્ત' આત્મારૂપી જમીનમાથી ઉગી નીકળતા weeds હોવાની જે વિચારકોને ખાત્રી થઈ છે ત્હેમને તો કોઈ પણ જાતના ભલા કે બૂરા અભિપ્રાયોથી કે અભિપ્રાય આપનારાઓની સખ્યાથી આશ્ચર્ય થશે જ નહિ. પોતાના હિમાબે ને

જોખમે કંઇ પણ કરવા કે કહેવા દરેક વ્યક્તિ સ્વતંત્ર છે, પણ જો કૃત્ય અને કથન કોઇ ચોક્કસ ધોરણ (principle)ના આધારે જ થતા હોય તો અભિપ્રાયો આપનાર જાહેર વ્યક્તિઓ પાસેથી એટલી આશા રાખવાનો દરેકને હક્ક છે કે તેઓ હવે પછી જ્યારે જ્યારે જાહેર પુરુષો, સસ્થાઓ, પ્રવૃત્તિઓ અને પુસ્તકોના સબધમા પોતાનો અભિપ્રાય આપવાનું પ્રાપ્ત થાય ત્યારે ત્યારે જૈનધર્મ-સઘ-વ્યક્તિની જે જે વ્યાખ્યાઓ આ પુસ્તકમા આપવામા આવી છે અને જેની તેઓએ મુક્તકંઠે પ્રશસા કરી છે તે તે વ્યાખ્યાઓને વફાદાર રહીને જ અભિપ્રાય આપશે, અને તેમ કરવામા અસહ્ય જોખમ હોય તો કમમા કમ મૌન ધારણ કરશે ફક્ત આટલો સાદો પ્રમાણિક નિયમ જ જો કહેવાતો જૈન સઘ-ખાસ કરીને તે વર્ગના ન્હાના મ્હોટા પત્રકારો, લેખકો, વક્તાઓ અને નેતાઓ-હૃદયથી સ્વીકારે તો સમાજનું અધઃગમન થતું અટકે અને પ્રમાણિક વિચારકો તથા પ્રમાણિક સમાજસેવા કરનારાઓને અન્યાય, ત્રાસ, અપમાન તથા ખુવારી સહવાના પ્રસગો ઓછા થવા પામે જીવનના અગત્યના પ્રશ્નો-લગ્ન, વ્યાપાર, સમય અને સાધનોનો વ્યય ગૃહ અને સમાજની વ્યવસ્થા,

જાહેરમત કેળવવાનું કામ-એવાં છે કે જેની ઉપેક્ષા કે મરજી સહીસલામતથી કરી શકાય નહિ. માત્ર કલ્પનાના ઘોડા પર બેસીને, કે ગતાનુગતિક પ્રકૃતિને વશ થઈને, કે મોહ-ઇર્ષા-દ્વેષ-મમત્વ-અંધ સ્વાર્થ આદિ આધ્યાત્મિક નિબળતાનું શરણ લઈને આ પ્રશ્નો પર અભિપ્રાય બંધાય કે જાહેર કરાય તો તેથી સમાજનો નાશ જ થાય. આ દેશનો અને ખાસ કરીને આ સમાજનો મ્હોટામાં મ્હોટો રોગ કોઈ હોય તો એ છે કે અભિપ્રાય બાંધવામાં અભિપ્રાય જાહેર કરવામાં તથા કોઇના અભિપ્રાયથી દોરવાઈ જવામાં તે ત્વરીત ગતિવાળો છે અને તેથી શત્રુ-વ તેમજ કહેવાતા મિત્રવર્ગ-બન્ને-તરફથી લોકો આખરે માર ખાય છે. તેઓમાં પોતાનું પોતાપણું જરાય નથી. બકરાંના જેવી જમાવટ તેઓના ચિત્તમાં નથી. તેથી કોઇ કશાના તરફેણમાં કે વિરૂદ્ધમાં સ્હમજી પોતે બાંધેલા કે કોઇની પ્રેરણાથી બાંધેલા ભલા કે બુરા અભિપ્રાય પર પણ તેઓ મક્કમ રહી શકતા નથી. તેથી તેઓની તારીફની પણ કંઈ કિંમત નથી. જે મનુષ્ય જે ચીજ જે વિચાર જે કૃત્ય પોતાને ખરેખર પસંદ પડે ત્હેના પર તો સ્વભાવત આફરીન થવાનું હોય અને જરૂર પડ્યે ત્હેના પર સર્વસ્વ (શરીરસંપત્તિ ધનસંપત્તિ ઇજ્જત

સંપત્તિ, કુટુંબસંપત્તિ અને સમયસંપત્તિ)ની આહુતિ પોતાની મેળે જ—અને પોતાના જ આનંદ ખાતર—આપવાની હોય. પોતાના કોઈપણ ચોક્કસ સિદ્ધાંતને આધારે જ અભિપ્રાય બાંધવા—જાહેર કરવાની પ્રકૃતિ હોય ત્યાં તો આ જ પરિણામ હોય. બાકી તો બધુ શુષ્ક ઉડાડવાનું કાર્ય છે વેવલાપણું છે, આધ્યાત્મિક પ્રમાદનું કાર્ય છે આવી ફેશન અને હાનીકારક પ્રવૃત્તિ-બાંધન-કરના મૌન સેવવા જેટલી સમમના-સ્થીરતા-હજાર દરજ્જે કચ્છવાજોગ છે બીજાઓને માર્ગે બતાવવાનો બીજાઓની વ્યવસ્થા કરી આપવાનો, બીજાઓનું હિત કરવાનો આખી દુનિયાને રોગ થયો છે પરંતુ પ્રમાણિક વિચાર કો તો કહે છે કે દુનિયાને પોતાને પોતાનું ફોડી લેવા સ્વતંત્ર રહેવા દો, પોતાના અખતરાથી તેઓને નુકસાન થશે તો વિચાર કરવાની સ્થિતિમાં મૂકાશે અને વિચારશકિત ત્હેમને હિતકર માર્ગે દોરવી જશે સરકારો કાનુનો સલાહમાં, અને અભિપ્રાય આપી દોરવનારાઓની દયાની દુનિયાને વસ્તુત જરૂર નથી તે સઘની ગેરહાજરી ઉપજાવવાનો પ્રયત્ન કોઈ કરે તો તે ખરેખર આડકતરી રીતે ઉપકારી થઈ પડે હજારો વર્ષથી દુનિયાને 'નીતિ' ઓ અને 'કાનુનો અને 'અભિપ્રાયો આપવાની

'દયા' કરનારાઓના ઉદ્યમ ચાલતા રહ્યા છે હેતુ પરિણામ શુ આવ્યુ છે? કાનુનો દ્વારા રાજ્યસત્તા ધરાવનારાઓએ શુ મનુષ્યની જીદગીને લબાવી છે, સહીસલામત બનાવી છે કે ઓછી ચિંતાવાળી બનાવી છે? ધર્મ અને શિક્ષણ વગરના મનુષ્યો કરતા વધુ સારી નીતિ શુ ધર્મ-નીતિના હજારો વરસથી પોકાર સાભળનાર દેશોમા જોવામા આવે છે? કે એથી ઉલ્ટી જ સ્થિતિ જોવામા આવે છે? કોલેજો કે ધર્મસ્થાનકોમા 'ભણેલા ઓ કરતા કોઈ પણ ભણતર નહિ પામેલા લોકોમા સત્ય બોલવાની, વિશ્વાસઘાત અને ખોટી ખુશામત નહિ કરવાની-ટુકમા પોતાની અને પારકી વચના નહિ કરવાની-બાબતમા અસાધારણ સરસાઇ શુ પ્રત્યક્ષ દેખાતી નથી? ટુકમા, તારવાના મિશન તરીકે કે રક્ષવાના મિશન તરીકે જનતાના સ્વાભાવિક વિકાસ (enfoliage)મા અતરાય કરનારાઓ અટકે અથવા એમને જનતા જ અટકાવે તો 'જનતા-માથી 'જૈન વ્યક્તિઓ વધારે પ્રમાણમાં અને વધુ જલદીથી થવા પામે આ કથનનો શુદ્ધ આશય છુપાવવાની ભાગ્યે જ જરૂર હોય કે, રાજાઓ, નેતાઓ ઉપદેશકો, લેખકો અને (ખાસ કરીને) પત્રકારોની સખ્યા જેમ વધુ ને વધુ ઘટતી જાય તેમ જનતામા 'જૈનત્વ વધુ ને વધુ પ્રમાણમા ખીલતુ

જાય અને 'જૈન' વ્યક્તિઓ મ્હોટી સખ્યામા પ્રગટતી જાય

* *

લેખકોના ત્રણ વર્ગ પાડી શકાય એક વર્ગ એવા લેખકોનો છે કે જેઓ જીવન જીવવાના અખતરા કરતા જે જે વખતે જે જે અનુભવો થતા જાય તે નોધતા હોય છે અને તે અનુભવોને 'પોતાની તે ભૂમિકાના સત્યો' તરીકે પુસ્તકરૂપે જાહેર કરતા હોય છે એમના એક કાળે પ્રગટ કરેલા પુસ્તકના કોઇ વિચારોથી એમના જ બીજે કાળે પ્રગટ કરેલા પુસ્તકના વિચારો જૂદા પણ પડે, કારણ કે તે દરમ્યાન ત્હેમનો વિકાસ થયો હોય છે અને તેથી એમનું દૃષ્ટિબિંદુ મહ્લાલુ જોઇએ જ

બીજા વર્ગના લેખકો તેઓ છે કે જેઓને પ્રથમ તો પોતા પ્રત્યે તેમજ પોતાની આસપાસ જે કાંઈ જોવામા આવતું હોય તે સર્વ તરફ ભયંકર અરૂચિ (disgust) ઉત્પન્ન થવા પામી હોય અને તે પછી અહં અને 'મન એ બન્ને ભાવ હટવાને પરિણામે સ્વતંત્ર રીતે બહારથી તનદુરસ્ત ખોરાક મેળવવાનો પુરૂષાર્થ થવા પામ્યો હોય અને એ પુરૂષાર્થને પરિણામે પહેલા વર્ગના કોઇ લેખકનુ સાહિત્ય પ્રાપ્ત કરી એનો સાગોપાગ 'અભ્યાસ કરી એના ઉપર મહીનાઓ કે વર્ષો સુધી 'મનન કરી એ વિચારો જ્હાથી ઉદ્ભવ્યા

દના તે હૃદયમા પ્રવેશ કરી ત્હેનાથી તન્મયતા જમાવી હોય,–અને પછી એ તન્મયતા એની પાસે કાઇ લખાવે.

પહેલા વર્ગના લેખકને 'પુરૂષ અને બીજા વર્ગના લેખકને પ્રકૃતિ અથવા સ્ત્રી—તત્ત્વજ્ઞાનની ભાષામા ઓળખાવી શકાય. સમાજની વેન સતત ચાલુ રાખવા માટે બ ને અનિવાર્ય છે બ ને માટે સ્થાન છે–માનભાભર્યું સ્થાન છે

પણ જેને માટે સમાજમા સ્થાન નથી છતા જે જનતાની 'જ તાને સ્થીઆર બનાવી સ્થાન કરી લે છે એવો પણ એક લેખકોનો વર્ગ છે, કે જે હિંદના કમનશીબે જીવનના દરેક ક્ષેત્રમા અસાધારણ પ્રમાણમા ઘૂસી ગયો છે આ વર્ગમા સ્રજનાત્મક શક્તિ નથી હોતી તેમ ગ્રહણશક્તિ પણ નથી હોતી જેના ત્હેના વિચારો ઉપલકીઆ વાચી પૂર્વાપર સબધ સમજ્યા વગર, આશય સમજ્યા વગર દેશ-કાળ સાથે મેળ વગર જે તે લખી નાખી પોતાને ગ્રથકાર પત્રકાર ઉપદેશક, સમાલોચક કે વિચારક કહેવડાવનારાની સખ્યા ચોમાસામા ઉભરાઇ આવતા અળસીઆની સખ્યા સાથે હરીફાઇ કરી રહી છે હિંદમા પ્રગટ થતા લખાણોનો ૯૯ ટકા જેટલો ભાગ આ ત્રીજા વર્ગના લેખકોને આભારી છે ધર્મ અને તત્વજ્ઞાનને નામે સરકૃત કે માગધી

ભાષામાં લખાયેલા ગ્રંથોનો પણ ૯૦ ટકા જેટલો ભાગ આ ત્રીજી જાતિને આભારી છે, અને વેપારૂઢ પ્રજામાં ' ત્રીજી જાતિ નું જોર વધુ હોય એ પણ સ્વાભાવિક છે

આદર્શ જૈન ના લેખકે પહેલા વર્ગના લેખક હોવાનો તો દાવો કર્યો નથી, પણ **બીજા વર્ગની** પંક્તિમાં ગણાવાનો તો પ્રયત્ન આપ્યો છે જે લેખકના લેખો તરફ ત્હેની રૂચિ ઉતરી તે લેખકના વિકાસના ભિન્ન ભિન્ન તબક્કે જે કાંઇ લખાયું ત્હેનો તેણે અભ્યાસ કર્યો છે એટલુંજ નહિ પણ લખાણો દ્વારા લખનારના હૃદયને સ્પર્શવાનો પણ પુરૂષાર્થ સેવ્યો છે એમ આદર્શ જૈન ના પ્રત્યેક ભાવ અને શબ્દથી જોઇ શકાય છે એના સદ્ભાગ્યને એના આ ગ્રંથથી લાભ થાય વા ન પણ થાય—કારણ કે લાભ થવામાં લેખક અને પાઠક બન્નેની યોગ્યતા આવશ્યક છે—પણ આ પુસ્તક લખવાના પુરૂષાર્થથી લેખકની પોતાની તો ' પ્રગતિ ' અવશ્ય થવા પામી છે એમ ખાત્રીપૂર્વક કહી શકાય અને વાચનાર જો 'શ્રાવક કરો—શ્રવણ કરવાની ' કલા શિખેલો હશે—તો ત્હેને પણ લાભ થયા વગર નહિ રહે હું ' મ્હારે લાભ થવાની વાત કરૂં છું ત્હારે એમ નથી કહેવા માગતો કે વાચનાર ' જ્ઞાની ' કે ' ધર્માત્મા બની જશે પણ હું એટલુંજ

કહેવા માગું છું કે મુક્તિ, ધર્મ, જૈનધર્મ નીતિ, યા, વૈરાગ્ય, ભક્તિ, ધર્મક્રિયા ઇત્યાદિ સંબંધમાં જે જે ખ્યાલો હેના મગજમાં હશે તે ખ્યાલો રહામે હેનું હૃદય છૂપો બળવો કરવા લાગશે. ખુલ્લો બળવો સમાજમાં જગાડવાની શક્તિ તો કોઈ વાચન માત્રથી આવી શકતી નથી એ માટે તો તાલીમ (discipline) થી બળવાન બનેલો આત્મા જોઇએ બળવો કે જે પ્રગતિ અથવા વિકાસની પહેલી ભૂમિકા છે તે, પોતા સંબંધી જગત્ સંબંધી જગતના પ્રાણી પદાર્થ અને ધર્મ-નીતિઓ સંબંધી જે જે ખ્યાલો (concepts) પોતામાં બંધાયેલા પડયા છે (કે જે ખ્યાલો હેની પસંદગીઓ અને ક્રિયાઓના સૃષ્ટા છે) તે ખ્યાલો તે સૃષ્ટાઓ-તે ઇશ્વરો-ની રહામે જ અને પોતાની હૃદયભૂમિમાં જ થવો જોઇએ છે સઘળા ખ્યાલો રહામે બળવો જાગે અને એ સઘળા ' ઇશ્વરો ' ને દફનાવી દે ત્હારે જ મનુષ્ય ' સિદ્ધ ' થાય છે અને સિદ્ધો લોક તેમજ ' અલોક ' બન્નેથી પણે 'ઉંચે' વસવાટ કરે છે જે પ્રજાના ચિત્તમાં બળવો જાગતો જ નથી તે પ્રજા નાબુદ થવાની તૈયારીમાં છે અત્રે ચેતવણી આપવાની જરૂર છે કે હમણાં હમણાં હિંદમાં કાચી ઉમરના બાળકોને ' બળવા ' ના બ્હાને આગળ કરી રાજકીય સ્વાર્થ સાધવાના જે પ્રયાસો

થતા જોવામા આવે છે તે બગવા તો માત્ર ' ધાધલ ' છે અને ' પ્રગતિ નુ સાધન બનવાની ત્હેમા યોગ્યતા નથી કમનશીબે આજે હિંદમા 'પુરૂષાર્થ ', 'પ્રગતિ 'બગવો આદિ શબ્દો ભ્રષ્ટરૂપમા વપરાવા લાગ્યા છે

***

આ પુસ્તક પર અવલોકન કરતા કોઇ કોઇએ એની શૈલિ અને ભાષા સબધમા ટીકા કરી છે હૂં પહેલા જ કહી લઇશ કે સૂત્રકાર, તત્વચિંતક, સાયન્ટીસ્ટ અને ધારાશાસ્ત્રીની શૈલિ અને ભાષા તો આ ગ્રથમા નથી-અને નથી તે આજના એક પણ જૈન લેખકના ગ્રથમા ખૂ જૈન સૂત્રગ્રથોમા પણ આ તત્વ ઢુંઢનારને નિરાશ થવુ પડશે સૂત્રકારોની ભાષાના સબધમા પાછળના પડિતોએ એવો બચાવ કરવાની જરૂર પડી હતી કે બુદ્ધિની બાબતમા બાળક જેવા અને હૃદયશક્તિની બાબતમા સ્ત્રી જેવા જીવાત્મા ઓને અનુકુળ થવા માટે એ એક જ રસ્તો હતો 'આદર્શ જૈનના લેખકે પણ એવો જ કોઇ બચાવ પહેલેથી કરી રાખ્યો છે સત્ય એ છે કે ભાષા એ બોલનાર કે લખનારના વિકાસને અનુસરે છે ગમે તેમ હો પણ ' આદર્શ જૈન ના ઉક્ત ટીકાકારો ભાષાની બાબતમા ' આદર્શ જૈન ' ના લેખક કરતા ચઢીઆતો દરજ્જો ધરાવતા નથી, અને જુસ્સા

(spirit) ની બાબતમા તેઓ આ લેખકની બરાબરી કરી શક્યા નથી, કરી શકે તેમ નથી

***

ઇ સ ૧૯૨૭મા ભાઇ બસીએ જર્મન તત્ત્વવેત્તા નિ શેની ફીલસુફી વિરૂદ્ધ કેટલીક સખ્ત ટીકા લખી હતી * ૧૯૨૮ના જાન્યુઆરીમા મ્હેં એક સાપ્તાહિક પત્રદ્વારા પરોક્ષ સલાહ આપી હતી કે, "નિત્શે જેવા પર અભિપ્રાય બાધવાની ઉતાવળ કરવી ન ઘટે એક વાર એના 'ગામ'મા નહિ તો સીમ મા તો અવશ્ય પહોચવુ જોઈએ તે પછીજ એણે કેટલી લાબી 'મજલ કાપી હતી તેનો ક્ય ખ્યાલ આવી શકે વળી, એના લેખો ભાવના સાક્ષરોને 'દગે તેવા છે, દરેક યોગીની બાબતમા બને છે તેમ, તે બોલતો દેખાય છે એક ચીજ અને વાસ્તવમા બોલતો હોય છે બીજી જ ચીજ એનો વિજિગીષા ( will to Power ) શબ્દજ બધી ગેરસમજ ઉપજાવનારો થઇ પડયો છે એ શબ્દ બરાબર સ્હમજવાની ગરજવાળાએ 'Who Will Be The Master Of The World નામનુ

---

* વિદ્વાનાવલોકનકાર બધુશ્રીના પ્રિયગુરૂ-જર્મન તત્વવેત્તા નિત્શેની ફીલસુફી વિરૂદ્ધ કે તરફેણમા વસ્તુત એક પણ કોમળ યા સખ્ત શબ્દ ઉચ્ચારવાનો શ્રમ ન મ્હેં હજુ લીધો નથી-એમ હુ માનુ છુ —બસી

એના એક ગણધરે રચેલું પુસ્તક અભ્યાસતું ઘરે. પછી સ્હમજાશે કે રાજ્યપ્રાપ્તિ, સત્તાપ્રાપ્તિ, ધનપ્રાપ્તિ કે કીર્તિપ્રાપ્તિ જેવી કોઇ ચીજ નિત્શેના Power શબ્દના પેટમા હતી જ નહિ ' અનુભવ વડે જે તૃપ્તિ કુંપૂરતા પ્રગટે છે ત્હેને લીધે ત્રણલોક પોતાના પગતળે જ દેખાય છે એ જ Power-સ્વામીત્વ ' એ પુસ્તક લખનાર દુશ્મન પ્રજાનો માણસ છે અને નિત્શેનો ગણધર છતાય નિત્શેને પૂરેપૂરો નથી સ્હમજી શક્યો ' નિત્શેની અન્તિમ દશાને દીવાનાપણુ (lunacy) આરોપવામા એ મમય વિચારક અને ભક્તે પણ થાપ ખાધી છે તો પછી બિચારા ડાક્ટરોનુ તો પૂછવુ જ શુ ? વચનગુપ્તિ છે પ્રકૃતિ જેની એવા શ્રી મહાવીરે અત ઘડી સુધી વાગ્ધારા ચલાવી તે જોઇ કોઈ બુદ્ધિવાદી એ શાને 'ઉન્માદ' કહે તો તેથી આપણે આશ્ચર્ય પામીશુ નહિ વિકાસક્રમની ઉચ્ચ ભૂમિકામા શુ શુ બને છે તે મર્મ ધમા ખુદ નિત્શેએ એની કહેવાતી ઉન્માદશા આવ્યા પહેલા ઇશારો કર્યો હતો, તે વાચવા છતા શિષ્યે ગુરુની દશા સ્હમજવામા થાપ ખાધી ' નિત્શેને કોણ 'વાચશે ' ?–કોના ભોગ લાગ્યા છે ? ચિતાઓ રચવી અને એમાથી પસાર થવુ એ છે ભાઇ ' નિત્શેને વાચવાની રીત, કે જે સાક્ષિત્ય-શાસ્ત્રીઓની શક્તિ મહારની છે '

ઉક્ત લખાણને આજે લગભગ દોઢ વર્ષ થયું એ દરમ્યાન એ લખનાર-હું-ઇઇ કઇ આધિભૌતિક, આધિદૈવિક અને આધ્યાત્મિક ચિંતાઓમાંથી પસાર થયો અને, બીજી તરફ, જેને માટે એ સૂચના લખાઇ હતી ત્હેના હાથે જ-અને તે પણ મ્હારા યુરોપનિવાસ દર્મ્યાન-Will-to-Power નો ધ્વનિ કઢાડતી 'ભસી વાગો' એ ધ્વનિ બીજો કોઈ નહિ પણ 'આ૦ની જૈન' અને એના ઉપર સિંહાવલોકન લખવાની વિનતિ કરતો પત્ર ( પુસ્તકની પ્રત સાથે ) મ્હને યુરોપથી મુંબઇ પહોંચતાં જ મળ્યો. પુસ્તક ઉઘાડી 'ભૂમિકા' ઉપર દૃષ્ટિપાત કરતાં પહેલા જ વાક્યમાં જીદગીને લ-ાઇ, યુદ્ધ, warfare તરીકે વર્ણવાયેલી જોઈ ! આગળ ચાલતાં દુર્ગુણો તેમજ સદ્દગુણોને વિધવાનો આશય જોવામાં આવ્યો ! 'નીતિવાદી'ઓ સદ્દગુણોની ઉડતી ભાગ્યે જ સાંખી શકે,-છતાંય નિત્શેના 'Beyond Good And Evil'ને મહાવીરનો નિશ્ચયનય અને વેદાન્ત ફીલસૂફી સચોટ ટેકો આપે છે ઉચ્ચ ભૂમિકા ક્રમશ ઉપજાવનારો ઉપદેશ શ્રવણ કરવાની યોગ્યતા જેનામાં ઉત્પન્ન થઇ ચૂકી છે એવાઓ માટે-અર્થાત્ શ્રાવકો માટે 'દાન' અને 'દયા' આદિ કોમળ સદ્દગુણો ફરજ્યાત ઠરાવનાર મહાવીરે જ ઉચ્ચતર ભૂમિકાના મનુષ્યો માટે-' સાધુ માટે-હૃદયને સખ્ત બનાવનારા

તો યોજ્યા હતા, કોઈ પણ ‘ ગુણ ’ ( સદ્‌ગુણ કે દુર્ગુણ ) નિરપેક્ષ ( absolute ) નથી સઘળા સાપેક્ષ ( relative ) છે,—અને તેથી કોઇ ગુણની સ્થિર ‘ કિંમત ન હોઈ શકે એક ગુણ બીજા ઉચ્ચતર ગુણના પ્રાગટ્ય માટે જ—અને તેટલા પુરતો જ-ખરચવા જોગ છે આખરે તો ગુણો માત્રનું વિરેચન કરવાનુ છે આ સાદુ સત્ય નહિ સમજનાર ટીકાકારો, ઉપદેશકો, લેખકો અને પત્રકારોએ હમેશા ‘ નીતિ ’ ને નામે મનકલ્પિત વ્યાખ્યાઓ અને અર્થોની ભ્રમજાળ ઉત્પન્ન કરી છે, જ્હેને પરિણામે ભોળી જનતા વધુને વધુ વિકૃત (deformed) બનતી ચાલી છે, અને ધૂર્તોને વધુ ને વધુ ભક્ષ મળતો રહ્યો છે '

***

‘આદર્શ જૈન’મા જરા આગળ ચાલતા “જીવનના ઝરામા મસ્તપણે ખેલતો હસતો ને યોગરદમ ચૈતન્ય વેરતો જૈન ’ એ શબ્દો પાસે મ્હારે થોભવુ પડ્યુ અને કાં ન થોભુ ? આજ સુધી સાક્ષર કે નિરક્ષર જે કોઇએ જૈન સબધમા લખ્યુ છે તે જોતા એમ જ જણાતું કે જૈનને દુનિયા સાથે-જીદગી સાથે-કાંઈ લેવાદેવા જ નથી ’ એનું પરિણામ એ આવ્યુ કે જૈન ન્યાય, જૈન વ્યાકરણ, જૈન પરિભાષા, Jain Law ઇત્યાદિ લખવાનો મોહ થયો અને રહ્યો

તથા બોર્ડિંગહાઉસો પણ જેનો બીજાથી છૂટા
સ્થાપવા લાગ્યા કમનશીબની વાત છે કે તેમને
પ્રથક્ દુનિયા રચી આપે એવા કોઇ દેવના કે
ચાય મળતા નથી ધમ શું દુનિયાથી કે મનુ
સ્વતન્ત્ર એવી કોઈ ચીજ છે? એથી ઉલટું, ધ
ક્રમશ વધુને વધુ ઉચ્ચતર મનુષ્યત્વ પ્રગટાવ
તાલીમ ( Culture ) છે—Art ( કળા )
જે મનુષ્યે જ ઘડેલી છે અને મનુષ્યો
આ દુનિયાના મનુષ્યો માટે—ઘડેલી
મનુષ્યત્વ જેમ જેમ ખીલતું જાય છે તેમ તે
પરિણામો જોવામા આવે છે? તે મનુષ્યનું
વ્યાપક બને છે-વિશ્વવ્યાપક બને છે એની
હજારો પડ કે પડદાને વીંધીને આરપાર ઉતરે
બને છે એની ઇચ્છાશક્તિ ( will ) પ્રકા
નક્કર-ઘન-બને છે એની ભાવના આકાશને
શિખર જેટલી ઉંચે ચ્હડે છે એની ભાષામા
પમ્તા અને પ્રકાશ તથા તામ્રા ઓલપ્રોત
છે ગરીબાઈ અને શ્રીમતાઈ પૂજા અને
ઘામત્વ અને શેઠાઈ ઇત્યાદિ ભાવોની તે સ્વતન્ત્ર
છે આ વગેરે પરિણામો ઉપજાવનાર તાલીમ
ધર્મ નીતિ ઓ અને ક્રિયાકાણ્ડ ત્યા સુધી
પૂર્વગ્રાજોગ છે કે યા સુધી તે ઉક્ત પરિ
ઉપજાવવામા મદદગાર થતા હોય માન્યતાઓ સિદ્ધ

અને શિક્ષણો સવની 'કિંમત આ માટવાથી જ અકાવી જોઈએ ટુકમા કહું તો, *Human psychology* ના શાસ્ત્રને અનુસરીને ધર્મક્રિયાઓ અને ધાર્મિક સિદ્ધાન્તો વખતોવખત નવા રચાવા જોઈએ દરેક નિર્થકરે એમજ કર્યું હતું યુરપની અસર તળે આવેલા હિંદના જૈન આદિ પ્રત્યેક ધર્મે પોતાનું જીવતર ટકાવવુ હશે તો જરાપણ વિલબ વગર psychologists scientists અને ફીલસુફો દ્વારા નવો જન્મ લેવો જોઈશે

માત્ર 'સાધુ ઓને એકઠા કરી અદાલતદીના ચકરાનો સમર્દ કરવથી કાઇ કોઇ ધર્મ હવે ટકી શકે તેમ નથી તેમજ તેવા 'નમહ'ને શાસ્ત્ર' માની એમાની પુણ્ય–પાપ વગેરે સબની વ્યાખ્યાઓનું પિષ્ટપેષણ કરવામા 'વિદ્વત્તા' સમજનાર ઓથી પણ ધર્મ હવે ટકી શકશે નહિ પણ જ્યા સુધી સાધુઓ એમ માને છે કે તેઓ સમાજશાસ્ત્રી, માનસશાસ્ત્રી, પદાર્થવિજ્ઞાનશાસ્ત્રી કે તત્વજ્ઞાની કરતા વધુ જ્ઞાન ધરાવે છે ત્યા સુધી અને જ્યા સુધી શ્રીમનો કહેવાતા જૈનસઘની શિરવાગીના 'મોહ ને ઉઠી મનુષ્યસમાજમા જૈનત્વ પ્રકટાવવા અને સ્ફારવાન પુરુષાર્થમાં 'ગૌરવ' માનતા ન થાય ત્યા સુધી આ દેશમા જૈનધર્મ વધુ ને વધુ જર્જરિત જ થયા કરવા ર

દરેક નામરૂપને બાલ્યાવસ્થા યુવાની અને વૃદ્ધાવસ્થા એવા સ્થિત્યન્તરમાંથી પસાર થવું પડે છે અને એ જ રીતે જેમ મરણ-ઝુરણ થવું પડે છે પણ બાલ્યાવસ્થામાં માતાપિતાની અજ્ઞાનતાને લીધે કે યુવાનીમાં પોતાની પ્રમત્તદશાને લીધે સડીને જરે દાસે મરવું પડે એ કોઈને માટે ઇચ્છવાજોગ નથી વ્યક્તિ સમાજ, ધર્મ પોતાની જીવનમુસાફરી મદદથી ખેડે અને બહારનાં સકટો સહવા સાથે જીવનનું મિશન પૂરે ઉત્સાહથી ચલાવે તો પોતાને એક તરેહનો ગુપ્ત આનંદ રહ્યા કરે અને પોતાની આસપાસનાઓમાં નવું ચેતન પ્રગટી આવે એનું જ નામ ‘જૈનત્વ !’

મનુષ્યના ચિત્તને વધુમાં વધુ તડફડાટ ઉપજાવ નાર ત્રણ ચીજ છે, ઇચ્છા, વાસના, ભય. હું અમુક કામ કે જે મ્હારી વિવેકબુદ્ધિએ કરવા યોગ્ય વિચાર્યું છે તે કરીશ તો લોકો ટીકા કરશે એવી લોકલજ્જાને લીધે દીલ દબાઇ જાય છે, બુદ્ધિ મુંઝવાઈ જાય છે અને આનંદ આવરાઇ જાય છે તેવીજ રીતે, કદાચ કોઇ અકસ્માત્ થશે તો આરંભેલું કામ ખરાબ થઇ જતાં હું સંકટમાં આવીશ એવું શંકાશીલપણું પણ એજ અસરો ઉપજાવે છે ભય પણ એ જ પરિણામો લાવે છે પણ સામાયિકાદિ ક્રિયાના અભ્યાસથી જેણે ચિત્તની સ્થીરતા કરી હોય એવો મનુષ્ય મનને બાહ્ય ભ્રમણ

આથી ઊંચી એકચિત્તે ઉંડા મનનમા ઉતરે તો એને એ રથી જવાબ મળે કે મરવુ-જીવવુ મનુષ્યના હાથમા નથી, ગમે તેટલી સાવચેતી રાખનાર પણ અકસ્માતનો ભોગ થઈ શકે છે અને ગમે તેવુ પવિત્ર કાર્ય કરનારો પણ લોકનિંદા પામે છે તથી લોકભય કે મૃત્યુ કે અકસ્માતનો ભય રાખવો જ વ્યર્થ છે અનુભવીઓના વચન અને પોતાનો અનુભવ એ બન્ને પર પોતાની વિવેકબુદ્ધિનો ઉપયોગ કરતા જે કામ જે વખતે કરવુ ઉચિત લાગે તે-દ નિશ્ચયથી અને સમાજ કે મ ખુના ભયથી બચીને-આનદ-પૂર્વક કર્મો કરવુ એ જ એમનો એક વ્યવહાર માર્ગ છે-પછી એને વ્યવહાર માર્ગ કહો યા આધ્યાત્મિક માર્ગ કહો. ચાહે તે નામ આપો જે માણસ ચિત્તની અસ્થિરતા અને બુદ્ધિના છીછરાપણા પર જય પામી શકયો તે મનુષ્યને વિજેતા કે 'જૈન તરીકે સમજો. જેઓ કામ-ક્રોધ-લોભ-મમતા આદિ પર જય મેળવવાની વાતોમા જ જૈનપણુ ગોઠાયલુ માને છે તેઓના જીવન લજ્જા-શકા-ભય ત્રણેથી બધાયલા અને ધ્રુજતા શુ નથી જોવામા આવતા ? ક્રોધ જો સવથા અને સર્વદા-નિયમ તરીકે-ત્યાજ્ય હોય તો ક્રોધ પણ કર્યા સિવાય એના પર જય કેવી રીતે પ્રાપ્ત થશે ? જ્ઞાન અને ચારિત્રનો વધુ ને વધુ 'લોભ' નહિ

કરો તો મુક્તિ કેવી રીતે મળશે? હિંસા કે અહિંસ
બેમાંથી એકના પણ ગુલામ બનનાર ચિત્તની શાં
કેવી રીતે જાળવી શકશે? ખરી વાત એ છે
ચિત્તની દુર્બળતા પર જય મેળવવાનો છે અને એ
કામ માટે સવળી નીતિઓ સાધન તરીકે અજમા
વવાની છે આ સાદી સમજ (Common Sense
જેટલે અંશે એક સાધારણ યુરોપિયન વ્યક્તિ ધરાવે
છે તેટલે અંશે આપણા સાધુઓ પત્રકારો વિદ્વાનો
જાહેર નેતાઓ પણ ધરાવતા નથી અને તેથી
જોખમદારીનું ભાન (Sense of rcsponsibility
અને જાહેર હિંમત (Morıl Courıge) નામન
તત્ત્વોની સર્વત્ર અસાધારણ ઉણપ દૃષ્ટિગોચર થા
છે અને તેથી ખાનગી જીવન સમાજજીવન રાષ્ટ્ર
જીવન ધાર્મિક જીવન ઇત્યાદિ સર્વ ક્ષેત્રે નરી કંગાલિય
છૂપી ગંદકી અને તુચ્છતા તથા વ્યગ્રતા નજ
પડે છે આ પ્રસંગે 'આદર્શ જૈન' માના નીચેના
વાક્યો યાદ આવે છે

જનતાના હૃદયમાં નવો નાદ ફૂંકવા દે!
"જીવન-ખંડેરોમાં પડેલાઓને સાચા જીવનની
'કલા' શિખવા દે!
"કલા વિહીન કંગાળોને જીવનકલાથી
"સમૃદ્ધ" થવા દે!

"સંસ્કૃતિ (culture)ના રૂધાતા માળને
અનતશક્તિથી સાફ કરવા દે'
"શૂરવીરોના ક્ષાત્રતેજ નાથે અહિંસાના
અમત રંગમ જોવા દે'
"અધ્યાત્મની ઠગારી છાયાને સ્થાને સાચા મ યમ
ને ચેતનના તણખા ઝરવા દે'

અને ખરેખર આજે જે કાઇ આધ્યાત્મને નામે થતું જોવામા આવે છે તે સવ આધ્યાત્મની છાયા માત્ર છે આધ્યાત્મ નહિ જ પોતાને જૈન કહેવડાવનારાઓ આજે આધ્યાત્મમા માત્ર આત્મા શબ્દ ના સુધણા સુધ્યા કરે છે અને શરીરને આ માનો રિપુ માની એની અવગણના કરવામા 'ધર્મ'મા પાપું માને છે જડ અને ચેતન એવા બે જો કુ રતમા નથી, પણ સમજાવવા ખાતર બુદ્ધિ વડે પ્રથક્કરણ તેમજ સમન્વય કરવાની જરૂ પડે છે વસ્તુત પાપી અને 'પુણ્યવત સર્વ મનુષ્યો અને અ ય પ્રાણીઓ તથા કહેવાતા જડ પદાર્થો સહિતની આપણી પૃથ્વી અને એવી અનત પૃ વીઓ સહિતનું વિશ્વ Space-Time (ક્ષેત્ર-કાળ)નું સ્થૂલી કરણ છે અને એકેક અણુમા પણ એકેક પૃથ્વી ભરી પડી છે એમ છેલ્લામા છેલ્લી શોધ કરનાર આધુનિક જર્મન પ્રીન્સીપ આઇનસ્ટીન કહે છે આ એના શરીરની અવગણા કરવામા આત્મહિત નથી જ

અને જૈન સાધુના આચારવિચારના નિયમો પણ શરીર તથા મનનું આરોગ્ય રક્ષનારા જોવામાં આવે છે તેથી પણ સ્હમજાય છે કે શરીર, મન અને આત્મા ત્રણે વચ્ચે એકતારતા (Hrmony) ઉત્પન્ન કરવામાં જ ડાપણ સમાયલું છે એ એકતારતા (Harmony) મનુષ્યના લોહીમાં આવવી જોઇએ-પ્રકૃતિ બની જોઇએ. જાણતાં-અજાણતાં ખુશીથી ઠીક જ લખાયલું છે કે-

'દુનિયા! સાંભળજે 'જૈનનું લોહી અદ્ભુત છે!

શક્તિમૈયાનું મંદિર તે 'જૈન છે'

અમુક માં વતાઓ પાળવવાથી 'જૈન બનાય છે એમ કાંઇ નથી મનુષ્ય એવી તાલીમ (discipline) લીધા કરે કે જેથી ઉત્તરોત્તર એના લોહીમાં વધુ ને વધુ ચેતન આવતું જાય અને એથી પ્રકૃતિ' જૈન બને-શક્તિના પુંજઆરાકપ બને ઉગ્ર નીતિઓ સેવવાથી મુશ્કીલીનો સહેવાની ટેવ પડે છે અને જે કુળ એવી નીતિઓ સ્વીકારે છે ત્હેની સંતતિ ઉત્તરોત્તર વધુ ને વધુ શક્તિશાળી બનતી જાય છે ક્ષત્રીઓ વધુમાં વધુ શક્તિ ધરાવતા અને ક્ષત્રિય કુળમાં તીર્થંકરો પાકતા એનું આ જ કારણ છે

***

આદર્શ જૈન ના લેખકનું નીચલુ વાક્ય વળી મ્હને મહાવીર અને નિત્શેનું સ્મરણ કરાવે છે

"જૈનત્વ જેને વરે છે તે 'જૈન'"

જનતાની ભાષા—અને ઇચ્છા–એવી હોય છે કે 'અમને મુક્તિ વરે તો કેવુ સારૂ' પણ જ્ઞાનીઓ નો એવી ભાષા વાપરતા નથી તેમ એવી ઇચ્છા પણ તેમને થતી નથી ખુ મુક્તિસુન્દરી એમને શોધી કહાડે છે અને વરે છે ( સહવાસ માટે પસંદ કરે છે ) ' ઉપનિષદોએ મુક્તિની પણ ઇચ્છાને 'વાસના' ગણી છે લજ્જા-શંકા-ભયને જ્યારે મહાવીરે હરાવ્યા તે ક્ષણે જૈનત્વ એમને વર્યું—જો કે કોઇ ગુરૂ પાસે તેઓ જૈનત્વ શિખવા કે મેળવવા ગયા નહોતા નિત્શેને કોઇએ પૂછ્યુ કે તમે પરણતા નથી તો શુ બ્રહ્મચર્ય નામના કોઇ 'સદ્‌ગુણ' ને મસ્તક ઉપર સ્થાપ્યો છે? તેણે ઉત્તર આપ્યો કે હું બ્રહ્મચર્યને શોધવા નહોતો ગયો, તે સુન્દરી પોતે મ્હને શોધીને વરી છે' અને મ્હારૂં જોઇને કોઇ જીન્દગી પર્યંત બ્રહ્મચર્ય સેવવા ઇચ્છે તો હું કહુ કે આત્મદ્રોહ ન કર કોઈને માટે બ્રહ્મચર્ય ઇચ્છવાજોગ છે, કોઇને માટે એ ઇચ્છવાજોગ છે કે જે પોતાની 'ભૂખ' માટે શરમાવાને બદલે તે ભૂખનો સ્વીકાર કરી શરીર તથા મનને વજ્રમય બનાવીને લગ્ન કરે અને તે દ્વારા

પોતા કરતા વધુ સમય મતાન ઉપજાવે અર્થાત્ સતાન દ્વારા પોતાને પોતે વગારી જાય બાળી તો દેખાદેખીના બ્રહ્મચર્ય તેમ જ રતિના લગ્ન બન્ને મનુ ષ્યત્વ ચૂસનારા મેતાન છે એવા બ્રહ્મચર્યે માનસિક નરકો ઉત્પન્ન કરી છે અને એવા લગ્નોએ વેશ્યાપ ણાને પણ વરમીંદુ કયુ છે ઘના ' લોકો ' કહે છે કે એમના લગ્નો (અને એમના બ્રહ્મચર્યવતો) ઇશ્વર સાક્ષીએ થાય છે' ઇશ્વર હો વા ન હો, પણ આ લગ્ન કરનારાઓના સતાન (અને બ્રહ્મચર્યવ્રત લેનારના માનસિક સતાન) તો જરૂર સાક્ષી પૂરે છે' દરેક પ્રતિક્રમણ કરી જાણનાર–આત્મચિકિત્સા કરી જાણનાર–સ્ત્રી અને પુરૂષ પોતાની માનસિક અને શારીરિક દુર્બળતાઓના મૂળરૂપ માતાપિતાના તે કહેવાતા ધર્મલગ્ન ને શ્રત થી શાપ આપતા હશે

*_*

મનુષ્યને બે પાખો છે વિચાર અને લાગણી આ બન્ને પાખો એવી છે કે જો નબળી પડે તો અથવા પ્રેમ વગર આડીઅવળી ફફડયા કરે તો મનુષ્યની ક્રિયાશક્તિ લૂંટાય છે અને જ્ઞાનશક્તિ અવગાય છે તેથી સ્વ યાપેમી પુરૂષ– આત્માર્થી ' પુરૂષ––આત્માભિમુખવૃત્તિથી જીવનઝરામા વહેતો પુરૂષ–

'જૈન' પોતાના વિચારો અને લાગણીઓને મારી નાખતો નથી પણ હેમને રક્ષણ અને પોષણ આપવા સાથે જ હેમને પોતાના ગુણ આજ્ઞાંકિત બનાવવાની કાળજી કરે છે—બરાબર એમ જ કે જેવી રીતે એક શિકારી પોતાના પાળેલા શિકારી કુતરાની બાબતમાં કરે છે તેમ. આ સંબંધમાં બસી કહે છે

"લાગણી-એ ઠગારી માયા- જૈન' ને કદી નચાવી શકે નહિ

"વિચારો અને લાગણીઓ એ બને
' જૈન ' ના પાળેલા—પોષેલા શિકારી શ્વાનો છે '

પાણી વગર મરતા શ્રાવકને પણ ઉચ્ચ કોટિનો જૈન સાધુ પાણીનું ટીપું પણ પાવા 'પ્રેરાશે' નહિ એવો ઉલ્લેખ કરનાર જૈનશાસ્ત્ર આ વાતની સાક્ષી પૂરે છે એ । રાજાનું મહાયુદ્ધ કે જેમાં કોડો મનુષ્યોનો સંહાર થયો હતો અને જે યુદ્ધના બંને પક્ષકારો શ્રી મહાવીરના પરમ વિનીત ભક્તો હતા, તે યુદ્ધ જો મહાવીરે ત્યાંથી પ્રેરાઈ બે શબ્દ માત્ર કહેવાનું યોગ્ય ધાર્યું હોત તો થવા જ ન પામ્યું હોત અગર શરૂઆતમાં જ અટક્યું હોત મહાવીરની આ તટસ્થતા 'પ્રમાદ' કે નિર્બળતા માંથી નિપજતી નહોતી જેને પોતાને 'ભય' નથી અને તેથી 'દયા'ની જરૂર

નથી એવા જ્ઞાનીનું વર્તન દયા કે નિર્દયતાની નીતિથી ઘડાતું હોતું નથી એની બાબતમા તો એની વિશ્વ દૃષ્ટિ જ એની ક્રિયા કે મૌન ઉપજાવે. વિશ્વદૃષ્ટિ માટે ગગનચુમી ગિરિશિખર પરની સ્થિતિ જોઇએ પરન્તુ એથી ઓછી ઉંચી પણ ગાડરપ્રવાહી જનતા કરતા કાંઇક ઉંચી ભૂમિએ જેમનું જીવન છે તેવા-જેને આપણે સામાન્યત 'દુનિયા દીઠા અનુભવી' કહીએ છીએ તેવા મનુષ્યો પણ 'દયા' ને બદલે શુભ આશયની સખ્તાઇનું પાલન કરતા જોવામા આવે છે એવે મનુષ્ય શ્રીમન્ત હોય અને ત્હેનો એકનો એક વ્હાલો પુત્ર બદફૈલીની સુરંગેન હાનતમા આવી પડ્યો હોય તો તેવે વખતે તે ત્હેને નાણા કે વારસો ન આપત દુ ખના અનુભવ દ્વારા ઘડાવા દે છે લોકોની જડત તોડવા, પગારુ બ્રાહ્મ ફાટેલા નેતાઓના જુલમોને અંત લાવવા રક્ષા અને વિશ્વાસને ન તે ભક્ષણ અં કરા યત ઉપજાવવામ રસ લેનારા સત્તાધારીઓ સીધા કરવા ઈત્યાદિ કાર્યોમા સમષ્ટિની સેવાબુદ્ધિ થી જ સમષ્ટિના એકાદા અગરૂપ વ્યક્તિ કે ટોળી પ કઠોરતા દાખવવી ધર્મ્ય થઇ પડે છે પણ આજન જૈનોને તો એમની કલ્પનામા 'દયા' નું જે ચિત્ર તેથી જુદી જાતનું કોઈ ચિત્ર આવેખે તો તેમ કરના તરફ તિરસ્કાર વર્ષાવવા રૂપ જ દયા આવડે છે! અન

ભવ અને બુદ્ધિના સંયોગપૂર્વક જીવનનું નિરીક્ષણ કરનારથી આવી ભૂલ કદાપિ નહિ થવા પામે. આજના જૈનો—એમને કોણ સમજાવી શકે કે વે ધન્ત, નિરીક્ષન પ્રીન્સુરી તેમજ મહાવીરનો ધર્મ એવી અવાજે આધ્યાત્મિક મ્હોરતાને ઉચ્ચતર જીવાત્માઓના ખોરાક તરીકે જાહેર કરે છે અને એવા જીવાત્માઓને પોતે પોતાપર કરોરતા કરવાનુંય શિખવે છે'

શબ્દો કે વ્યાખ્યાઓને પરણી બેસીને પોતાના મનમા ધર્મનું જે ચિત્ર ઉપજાવી કહાડવામા આવે છે તેને લીધે જ મધુરા સદ્‌ગુણ દુર્ગુણ બનવા પામે છે અને અશક્તિનું શક્તિ તરીકે પૂજન થઇ જાય છે દરેક શાસ્ત્રોનું ખરું રહસ્ય જાણવુ હોય તો પ્રથમ (ભાષાશાસ્ત્ર) philologyમા પ્રવિણ થઇ શબ્દની આરપાર જવાની શક્તિ પ્રકટાવવી પડે અને પછી રીઝનના પ્રદેશમા ઘૂમવુ જોઇએ આજના કહેવાતા જૈનોમા ત્યાંસુધી તો દૂર રહી પણ હજી રીતોસોઇનો પણ શોખ જાગ્યો નથી કથારૂપ ઇતિહાસો અને સાહિત્ય (literature) એ જ હજી સુધી તો એમના મ્હોટામા મ્હોટા વિદ્વાનોની બુદ્ધિને રોકી ગયે છે "અમારૂં સાહિત્ય સર્વોત્તમ કેમ સાબીત કરી શકાય?" એ જ એમની ઉત્કૃષ્ટ ઇચ્છા છે અને એ 'મોહ' દ્વારા પોતાની અને પરની 'મુક્તિ'

સાધવી છે ' મનુષ્ય પ્રાણીમા ઉદ્‌ભવતી ભિન્નભિન્ન વૃત્તિઓને ચીરી તપાસી એના મૂળ શક્તિમાથી છૂટે છે કે અશક્તિમાથી તે ' શોધવા ની એમનામ હજી ગરજ જ ઉત્પન્ન થઇ નથી

***

લેખક કહે છે

જન'ના એક જીવનમા

અનેક જીવનનો લાગો તેજસ્વી ઇતિહાસ હોય

આ કથનનો પૂરો ભાવ સમજવા માટે થોડા જ વર્ષ ઉપર ગુજરી ગએલા અંગ્રેજ તત્ત્વવેત્તા ઍડવર્ડ કાર્પેંટર ( કે જેનામા પ્રાચીન હિંદી ઋષિનો આત્મા હતો ) ના Enfoliage of the soul ના સિદ્ધાન્તને અને જર્મન તત્ત્વવેત્તા નિત્શેના નીચના કથનને બરાબર વિચારી જવાની જરૂર છે

Not ' How is man preserved ' but 'How is Man surpassed ? should be the topic for all higher men ( અર્થાત્ મનુષ્યવ્યક્તિ કે જનતાને જરકોઇ ભોગે જીવતી રાખવા માટે શુ કરવુ એ પ્રશ્ન નહિ પણ મનુષ્ય નામનો છોડ ઉત્તરોત્તર પોતાને વટાવતો રહે એવુ થવા માટે શુ કરવુ, એ જ સર્વ કોટિના મનુષ્યોની કાળજીનો વિષય હોવો જોઇએ )

એ પોતે પોતાને 'વટાવી જવાની ક્રિયાને એડવર્ડ કાર્પેન્ટર enfoliage કહે છે,-evolution નહિ Evolution ના સિદ્ધાન્ત કરતા enfoliage નો સિદ્ધાન્ત જૈનતત્ત્વજ્ઞાનને વધુ બંધબેસતો છે Space-Time (આત્મપ્રદેશ)મા આત્માનુ સર્વાંગ સમ્પૂર્ણ સ્ફુરીકરણ કેવી રીતે ઉપજાવી શકાય એ ધ્યેય તરફ જ મહા તત્ત્વવેત્તાઓ અને સમાજ રચનારાઓ તથા રાજકર્તાઓએ પ્રવૃત્તિ કરવી જોઇએ સંસ્થા આ ધ્યેયને અનુસરવા ખાતર જ ઇષ્ટ છે-અન્યથા અનિષ્ટ છે તેમજ અધ્યયન 'નીતિ ઓ અને રાજ્યકાનુનો એ ધ્યેયથી ઘડાતા હોય તે જ ચલાવી લેવા યોગ્ય છે, અન્યથા પગનીચે કચરી નાખવા યોગ્ય છે

***

વાચન-શ્રવણની યોગ્યતા પણ હજી જનતામા આવી નથી તત્ત્વવેત્તા વશિષ્ઠનો ઉપદેશ રાજ્યસભા વચ્ચે થયો હતો પણ ખરેખર તો એને શ્રવણ કરનાર-ગ્રાહક-એક જ હતો માનવ રામચન્દ્ર, કે જેણે આખી રાત શબ્દેશબ્દ પર મનન કરવામા ગુજારી હતી અને ક્ષણભર નિદ્રા લીધી નહતી ઉપદેશ સાભળવા પહેલા પદાર્થ માત્રનો ચલ સ્વભાવ એણે દિવસો સુધી વિચાર્યો હતો, જેથી એક પ્રકારની 'મુઝવણ -વિરાગ-નો એને

૭

'દુનિયાના પ્રવાહ મા તણાવાને બદલે,
દુનિયાને જ 'જૈન પોતાની તરફ ખેંચે છે

૮

'પોતા ને પ્રામાણિક રહીને જૈન
ગૌરવનાથી 'લોકમન ના ભૂતાને ચરણોમા
ચમકે છે

૯

દ્દા ગી દુનિયાનુ સર્ટિફિકેટ તેને મન
કાગળના ચિથરાથી વિશેષ મોઘુ નથી

૧૦

સમૃદ્ધિથી 'જૈન 'ને ખરીદી શકાય નહિ, આજી
શકાય નહિ ધમકીઓથી ડરાવી શકાય નહિ,
ખુશામતથી પણ જીતી શકાય નહિ,
ને પ્રપચથી ભમી શકાય નહિ

૧૧

બુદ્ધિનાની અવળચંડી દાસીને શક્તિના-
આત્મના પાસે ચાકરી નિત્ય કરાવે છે
વાણિયાશાહી મર્મમા
નિરતર સહાય- ખમીર ભરે ૩
ખાનદાન શુદ્ધ નાગ મનુષ્યોને
મ નિગીભય જીવન કરવા શિખવે છે

૧૮

શૌર્યના અભાવે
    શાન્તિના બુરખા પહેરનારાઓ !
સાભળો છો ?
    'જૈન' કદાપિ નમાલી શાન્તિમા માનતો નથી
સ્મશાની શાન્તિ ત્હેને પ્રિય નથી

૧૯

'જૈન' ની સ્વીકૃત ગરીબીમા સતોષની છાયા છે,
    ને તવગરાઇમા ગરીબોના હિસ્સા છે
એ રાજા છે મનનો—સત્તાની ગધ વગરનો
    ને સેવક છે સૌનો ગુલામીખત લખી નહિ દેનારો

૨૦

આત્મસન્માનમા સદાય મસ્ત રહી
    જૈન મિથ્યાભિમાનને બાળે છે

૨૧

લખવા ખાતર જ જૈન લખે નહી
    ને બોલવા ખાતર બોલે નહી
જીવનખેલો ખેલતા જ—સહજ કાઇ લખાઇ જાય છે

૨૨

જૈન પારકાના જોખમે પોતાના અખતરા ન કરે
    ને ગરીબોના લોહીથી પોતાના બાગના ન ચણે

૨૩

લોકોની બાયલી સહાનુભૂતિ ખાતર—
    સાહેબોને પ્રિય થવા—નહિ કરેલા અપરાધની પણ
    ક્ષમા યાચવારૂપ આત્મદ્રોહ કરવાનુ
    જૈન ની પ્રકૃતિમા જ ન હોય !

૨૪

જીવન-કળા ખીલવવા 'તપ' તપે છે
તપીને અંદરની ને બહારની દુનિયાને
એકતાન બનાવે છે

૨૫

ફના થવાની 'ખુમારી' સાથે
ઉત્સાહપૂર્વક મુગુ મરન માડે છે
ને સિદ્ધ કરે છે કે પ્રમાણિક—
સાચી સાધનાને કશુંય અસાધ્ય નથી

૨૬

યોગી યોદ્ધો ને પ્રેમી
ત્રણેનો મનહર સમમ તે જૈન

૨૭

અંદરના દેવમંદિરમાં આવશો તો તમને
અંતર્યામીનો અવશ્ય ભેટો થશે

૨૮

(પ્રભુ) સ્વયંભૂ તો હું જ સ્વયંભૂ સિદ્ધ વીર

૨૯

'ધ્યાન'થી આત્મસંતોષ મેળવીશ
ચારિત્રથી મને પોતાને હિપ્નોટાઈઝ કરીશ

૩૦

સહાય કરીશ—દોડાવવા માટે,
પાંગળાને વધુ પાંગળો બનાવવા નહિ

૩૧

મ્હારી દિવ્યતા પ્રગટાવે તે જ મ્હારો પ્ર.

# આદર્શ જૈન

## શાતિ ! શાતિ !

સકળ વિશ્વની શાતિના ચાહક,
અય ચેતનભરી શાતિના શાણા દૂત '
પ્રભાતના ખીલતા કમળ,
જીવનપ્રતિભાના પૂજારીઓની
ભક્તિના ઓ અધિકારી પુરૂષ !
નવજીવનનુ મધુર ગાન લલકારનાર
પ્યારા સનાતન સગીતશાસ્ત્રી !
સ્વાગતમ્ ! સ્વાગતમ્ !

ક્ષાત્રધર્મની ગરવી ગીતા સુણાવનાર,
દિલદિલમાં દીપક ચેતાવનાર,
આનંદની લ્હેરો સ્ફુરાવનાર,
અજ્ઞાન નિદ્રામાંથી જગાડનારી
એ પ્રેમળ જ્યોત !

* * *

વીરયુગના પ્રધાન પુરૂષ–
મેરૂને ડોલાવનાર મહાવીરના સુપુત્ર !
મોક્ષમાર્ગના પ્રવાસી
પવિત્ર ને મોહક પ્રતાપવંતા પુરૂષ !

* * *

ભીરૂ ને નિર્બળ બનેલા
આળા ને ઠીંગણા થયેલા
નિસ્તેજ ને ખડખડાટ ભર્યો
સમાજ રાષ્ટ્ર ને વિશ્વમાં
નવચેતનની નવઆદર્શની ગંગા વહેવડાવના
અય ! બખ્તર સજીને નિકળેલા
અલમસ્ત બહાદુર યોદ્ધા ! જૈન

* * *

એ મધુરતાની મીઠી મૂર્તિ,
માનવતાના આદર્શ પ્રતિનિધિ,
જૈન સંસ્કૃતિના શ્રેષ્ઠ તત્વોનો સમુચ્ચય
ભાગ્યશાળી નરોત્તમ !

* * *

જીવનના આકરા આદર્શો
સેવનારા એ જબરા ઉપાસક !
ઉગ્ર તપશ્ચર્યા ને યાતનાઓ
વેઠનારા કાળજૂના યોગેશ્વર :
સ્વગૌરવની પરમ જ્યોતિ,
ચેતનવંત શિખાઓથી જ્વલંત
સ્વાતંત્ર્યની સાક્ષાત્ મૂર્તિ,
એ દુનિયાના દિલારામ !

* * *

નિર્જનદમાં મસ્ત એ ગુલાબ !
મિષ્ટદુગ્ધને ઝીરવનાર કનકપાત્ર,
ફૂંફાડા મારતા વિષધરોને
શાંત કરનાર અય બાહોશ જાદુગર !

* * *

જયશક્તિ ' ના પ્રચંડ સૂસવાટથી
Wall-દિવાલોને તોડતી હવા !
ન્યાદર્યબાગના ચતુર માળી
વિશ્વધર્મોનુ પવિત્ર મંદિર

* * *

નવપ્રભાત શા શાંત ને મોહભર્યો
તાજા ખુશનુમા એ પુષ્પ,
ચારિત્રની મોહકતા પાથરનાર
વામનાને જીતવા નિકળેલા શૂરા સૈનિક !
મકટોને વીંધી દોડનારા
અનંત ખજાના ધણી–
સિદ્ધશીલાના એ ઉમેદવાર,
પ્રસન્ન ચ્હેરાના તેજસ્વી વીર આદર્શ જૈન !

* * *

સેણુર કર !
જરા શાંતિ ધર !
શાંતિ ! વીરા શાંતિ ! જરા થોભી જા !
તારી યશગાથા ગાવા દે !
આ પ્રતાપી ને પ્રેરણાદાયી ' જય 'યુક્ત
જીવનમાંથી તેજ સૌને પીવા દે !

સૃષ્ટિના હૃદયમા
નવો પ્રાણ ફૂકાવા દે !
જીવનખડેરોમા પડેલાઓને
સાચા જીવનની કળા શીખવા દે ! ખીલવવા દે !
અજ્ઞાનસાગરમા ડુબતા જનોને
તરતી નૌકા પર ચડવા દે !
જીવનના ઉન્નત પગથાર પર
ચડતા યાત્રિકોનુ યાત્રાધામ શોધવા દે !
તારી અલૌકિક શાતિમા
જીવનનો બધો થાક ઉતરવા દે !
કળાવિહીન કગાળોને
જીવનકળાથી સમૃદ્ધ થવા દે !
એ ખીલતા પ્રભાતના ર ગોથી
રાત્રિના અધારા ઉલેચવા દે !
સ સ્કૃતિ (Culture) ના રૂંધાતા માર્ગને
અન તશક્તિથી સાફ કરવા દે !
માનવતાના દિવ્ય આર્યદર્શન
પ્રત્યક્ષ કરવા ઝ ખનારને સ તોષવા દે !
શૂરવીરોના ક્ષાત્રતેજ સાથે
અહિ સાના અમૃતસ ગમ લેવા દે !

શક્તિમયાનું મંદિર તે 'જૈન' છે
જયશાળી તત્વની શુફા
તે 'જૈન ધર્મ' છે
જૈન' નામ ભૂલો,
જૈન 'વસ્તુ' સમજો,
જીતવાનો જેનો જીવન-મંત્ર તે જૈન

* * *

જૈન એટલે અજેય,
વિજયીનો વિજયી
સર્વ કાઈને જીતવાની પ્રકૃતિવાળો
જયને શોધવા 'સતત' મથનારો
તે સાચો જૈન'
નિર્જીવ સૃષ્ટિની કોઈ સજીવ મૂર્તિ,
સ્વાધીનતાની ભાવનાનો અખંડ પૂજારી,
કર્મયોગનો ઝુંડો ફરકાવનાર
તે સાચો જૈન આદર્શ જૈન!

* * *

'જૈનત્વ' એટલે 'આત્મા'
અને આત્માજ બહુમૂની હીરા છે

જે હીરો સર્વ કાંઇને છેદે છે પણ
કશાથી છેદાતો નથી,
સર્વ કાંઇને જીતે છે પણ
કશાથી ય જીતાતો નથી,
એ ચૈતન્ય કહો કે જૈનત્વ
સવ પ્રદેશે જીતના ડંકા બજાવે છે
ચેતનથી ધબકી રહેલો સાચો જૈન
સર્વત્ર ચૈતન્યની સરિતા વહાવે છે
ચેતન એનું સ્વરૂપ, ને
ચૈતન્યભરી દ્રષ્ટિ છે જેની તે 'જૈન'

* * *

એ 'જૈન' કોઇ જાતિ–પાતિ નથી
કે કોઈ ટોળાનો 'રીઝર્વડ પ્રેસ' નથી
પરંતુ 'જૈન' એક સુંદર ધર્મ છે
જીવનકળા–સૂચક એ ભાવના છે
જીવનબાગ ખીલવનારી એ ફળદ્રૂપ ભૂમિકા છે
તેથી 'જૈનત્વ' ને ખીલવે તે જૈન,
આત્મવિકાસ સાધવા મથે તેજ સાચો જૈન
એ કોઇ અમુક ટોળાની વ્યક્તિ નહિ
પણ દિવ્યતાના ગગનચુંબી શિખરોપર
'ચડવા દોડનારી શક્તિ' તે છે જૈન !

* * *

'જૈન' શબ્દ સમુહસૂચક નહિ
પણ ભાવસૂચક 'શકિત' છે
Life જીવનસૂચક એ ભાવના છે
આત્મા જેમ જેમ કસાય
તેમ તેમ શકિતના સૂસવાટા છૂટે છે
ને સિદ્ધિઓ વરે છે તે જૈન

* * *

આદર્શ જૈન એ અમોલો હીરો
સ્વપ્રકાશ ને શકિતનું સરોવર છે
મનુષ્ય એ (આત્મા) હીરાનું 'ઘર' છે
પણ ઠેર ઠેર ઘર એ જેલ બન્યું છે,
જેલને પુન હીરાનું ઘર બનાવે
તેજ આદર્શ જૈન !
અને જે વિધિ ( Procecs )થી બનાવે
તે વિધિ તે જૈન ધર્મ
સામાન્ય જનતામાથી
ઉચ્ચ સસ્કારવાળા 'દેવ' કે વિજેતા
ઘડનાર વિધિ (Process) તેજ જૈન ધર્મ
જ્યા જ્યા 'ઘડનાર' ક્રિયા ને ઘડતરપળા

ત્યા ત્યા જ વસે છે સાચુ જૈનત્વ !
જ્યા જ્યા નિરતર પ્રગતિ–( Progress )
ત્યા ત્યા જ સાચો જૈન ધર્મ
જ્યા જ્યા જીવનમા નિત્ય નવા ઝરણા વહે
ત્યા ત્યા જ વસે છે ખરૂ જૈનત્વ

* * *

પૃથ્વી પરના સામા ય જન કરતા
જેના બે ખાસ લક્ષણો તરે,
માત્ર બે માત્રા ની વિશેષતા —
તે જ્ઞાન અને ક્રિયાની બે પાખો,
જેણે 'ઉડવા' ના માર્ગે સજી છે તે જૈન
જ્ઞાન–શક્તિ જેની જાગૃત હોય,
ને ક્રિયા–શક્તિ સતેજ હોય,
'આતર દૃષ્ટિ' સાથે સહાય જે
'વિજય' ના માર્ગે આગળ વહતો હોય
તેજ આદર્શ જૈન ! સાચો વીર
એવા જેનોને ઘડનારી વિધિ ( Procoss )
તે જૈન ધર્મ
અને તે વિધિની પ્રમાણિક નોધ તે જૈનશાસ્ત્ર

જીવનકલાના શાસ્ત્રો તેજ જૈનશાસ્ત્ર,
આતરવિકાસના ક્રમસૂચક
ઇતિહાસનું આલેખન તેજ ધર્મશાસ્ત્ર
તે વિધિ તે પદ્ધતિ–
બુદ્ધિ અને લાગણીને
તીવ્ર અને નિર્મળ કરવામા કુશળ જે પદ્ધતિ
તેજ 'જૈન ધર્મ'!
જીવનને દિવ્ય ને ક્લેશમુક્ત
કરવામા સીધી રીતે સહાયક બને તે જૈન ધર્મ
Wants જરૂરીયાતો પર
જય મેળવવાનું શીખવનાર તેજ પરમ જૈન ધર્મ
એ વિધિને–મનુષ્યત્વને ઘડનારી
વિધિને સમજવાની,
અને એ વિધિને અનુસરવાની
આતુરતા ને શક્તિ
જ્યા જ્યા ઉછાળા મારે છે તે સર્વનો
સરવાળો તેજ ગૌરવવતો જૈન સઘ!

* * *

જૈનસઘનુ અસ્તિત્વ માત્ર ભાવનામા હોય,
સ્થૂળમા નહિ જયપિપાસા'નો મેળો તે જૈનસઘ

સમાન ગુણશક્તિઓ ધરાવતા મનુષ્યો વચ્ચે
સ્વાભાવિક ઐક્ય તે જૈન સંઘ
સરખા પોષાક સરખા શબ્દો
સરખા ક્રિયાકાંડ ને સરખી રહેણી કરણી
કોઈ જૈન સંઘ રચે' નહિ—
સમાન 'વિજીગીષા'* જ
રચે છે જૈન સંઘ !

* * *

નૂતન માનવસૃષ્ટિ ઘડવાની
તમન્ના હોય પ્રત્યેક જૈન સંઘમાં !
જીર્ણ ને સડેલી
રોગીષ્ટ ને નબળી
સર્વ ચીજોનો નાશ કરી
જન્માવે તેમાંથી દિવ્ય તેજસ્વી સ્વરૂપ
તેજ આદર્શ જૈન
નવો પ્રકાશ ને નવી શક્તિની
પ્રત્યેક પળે જે શોધ કરે,
તેજ આદર્શ જૈન !
'જૈનત્વ' જેને વર્યું છે તે 'જૈન' !

* * *

* જયપિપાસા

'જૈન' ને કોઈ જાતિનું બંધન નથી,
પ્રકૃતિજ જૈન ઘડી' શકે છે
કો દેશ પંથ કે જાતિનો
કોઈપણ જયવંત બહાદુર પુરૂષ તે 'જૈન'!

* *

(આત્મ) આઝાદીનો મંત્ર ફૂંકનાર
પ્રત્યેક માનવી છે 'જૈન'
પરતંત્રતાની બેડીઓમાં રમનારો
પ્રત્યેક 'પ્રાણી' છે અજૈન

* * *

એકાન્તમાં યોગ કરનારા
યોગીઓ દુનિયામાં બહુ યે છે
પણ સમુદાય વચ્ચે ખેલતા રહી
સામાયિક' કરનાર એક જ વીર 'જૈન છે

* * *

ક્ષત્રિય વંશનો એ પુરૂષસિંહ છે
શૂરવીરતા નીચે આંખુતા ટપકે છે
મગજમાં ઠંડી છે હાથમાં ગરમી છે,

ભયંકર યુદ્ધોની વચ્ચે પણ
Cold headeu શાંત ચિત્તનો એ સૈનિક છે
કોઈ ટોળા કે પંથનો ઘેટો નહિ
'વાડાવાડી'ના પંજરનું પંખી નહિ,
એ તો વનરાજ છે ખુલ્લાં વનોનો!
જેલની દિવાલો તો
'ઘેટાં'ને જ મુબારક હો!
વનરાજને બંધન શા? વીરશાળીને દિવાલો શી?
સિંહણસુતને તો જન્મથી સ્વતંત્રતા જ
વરેલી હોય!
સ્વાધીનોને જ [illegible] ?
શ્વેતાંબર દીગંબર ને સ્થાનક ના લેબલો શા?
નિર્બળતાનું સંતાન-'ગુલામી'માંથી જ
'વાડાવાડી'ઓની બેડીઓ ઘડાય છે
એને તોડવી એ જ 'જૈન'નું કાર્ય
ઉછળતા ચૈતન્યને કઈ દિવાલો ખાળી શકે?
તેથી Wall ને તોડી Hall રચવો તે જ તેનું કાર્ય!

* * *

જૈનની જીંદગીનું લક્ષ્ય
'જીતવું' 'જીતવું'-વિજીગીષા* છે

---

* will to conquer

લક્ષ્ય સાધના કાજે
ઈચ્છાશક્તિને* સહાય તે ખીતવે છે
દુનિયાની એક જ એ રાણી છે–
Ruling Power—
Will-to-power
પ્રબળ ઈચ્છાશક્તિજ
યોદ્ધાનુ એક મજબુત શસ્ત્ર છે
વિજેતાની એજ સાચી સહચરી છે
તેથી જૈન પળે પળે 'ઇચ્છા'ને મજબૂત કરે છે
દુનિયા એનુ એક સંગ્રામસ્થાન છે
તેની ઇચ્છાશક્તિનુ ક્રિડાસ્થાન છે
લડાઈમા જીતતા જીતતા
એક પછી એક ઉચ્ચ ભૂમિકા પ્રાપ્ત કરી
એજ લડાઇનુ લક્ષ્યકોણ છે

* * *

જીંદગીને વર્ષોથી નહિ, પણ
'જય'ના પગથીયા પરથી જૈન' માપે છે
પહેલા 'પોતાને' જીને છે,
પછી જગત પર દૃષ્ટિ ફેંકે છે

---

* will

જૈનની પ્રકૃતિમાંથી
આનંદ, શક્તિ ને પ્રેમમાંથી
સર્વે 'શાસ્ત્રો' જગતમાં જન્મે છે
દુનિયા, યુદ્ધ ને જીંદગી
સર્વે તેના એક સ્વરૂપ છે,
આનંદઘનજી યોગીના
મસ્ત અમીરસ ઝરણાં
ઝીલનારી એ જ ભૂમિકા છે
સંગમદેવના ઉપસર્ગો
સહનારી એજ 'માટી' છે

* * *

જૈનનું 'હું' વ્યક્તિમાં નહિ,
સમષ્ટિમાં જઈ સમાય છે
દુનિયાના સર્વ જીવો
એના પ્રિય આત્મસ્વરૂપો છે !
જૈન, પહાડના શિખર જેવો છે
સપાટીથી ઉંચે વસે, ને
લૌકિક વ્યવહારથી દૂર 'ઉડે' છે
દુનિયા કોઈક વાર

એનાથી ખૂબ જ ભડકે છે —
કારણુ, ભડકવુ એ દુનિયાનો સ્વભાવ છે
અને લૌકિક ધર્મ કરતા
જૈનને આદર્શ જનને-પ્રતાપી પુરૂષને
Truth 'લોકોત્તર' ધર્મમા વધુ શ્રદ્ધા છે

* * *

જૈન —
વીરોના લોહીમાથી
ઘડાયેલુ એ બદન છે
શત્રના બાણોને શરમાવનારૂ
એનુ અદ્ભુત હૃદય છે
દુનિયાના ઉચા, ખાનદાન
વીરતા ને સાધુતાભર્યા
આધ્યાત્મિક જીવનોનો એ સમુદ્ર છે
'ડર' એના 'અમર્યાદ' દુર્ગની બહાર પડયો ને
'સશય' એના પગ તળે નિરાતે સૂતો છે
આરામ તેના જીવનકોષમા નથી

* * *

એ સાચો જૈન-આદર્શ જૈન છે

જેના મુખડા પર
ચંદ્રની પેરી શીતળતા હોય!
સૂર્યના જેવો તેજસ્વી ઝગમગાટ હોય!
મસ્તકની આસપાસ
ઝગઝગતી તેજની પ્રભા
Halo of light
'જય'ના સૂક્ષ્મ કિરણોથી આજતુ રહે
મનુષ્યનો બુદ્ધિવાદ થાકીને
એ તેજની આગળ
શિર નમાવી તહેનાતમાં ખડો રહે!

* * *

મુખમુદ્રા પર જમેલી ભદ્રિકતા,
તેના કિરણ પ્રસરાવતું
એ મનહર કપોળ,
કાંતિ ને બળથી
ધનધનાટ કરતું સુદૃઢ શરીર,
ખીલતું સૌંદર્ય ને જૈનની જુવાની
જોનારને પણ જોમ પીરે

* * *

આખોમા વીરતાનુ પાણી ઉભરાય,
એકમા વૈરાગ્ય, બીજીમા યુદ્ધ—
આત્મયુદ્ધના પડકાર સંભળાય!

* * *

પ્રેમાળ ને મોહક આખો જ
જગતપર શાસન કરે,
આખના ઈશારે
અગ્નિ પર શાતિના સિંચન કરે
ન્હેણમા અમૃત એટલુ હોય
કે જગત પી પીઇને વધુ તરસ્યુ બને!
જીવન જેવા ગુલાબી ગાલો પર
બ્રહ્મચર્યનુ નિશાન ફરકે
શક્તિ પ્રતિભા ને તેજથી
દુનિયાને તાજુબ કરે
ભવ્યમનસાઈ ને શુભ ભાવનાની રેખા
પાપણ પર લ્હેરીયા લ્યે,
સુશીલતાના ભારથી જેનના ભવાંઓ નમી રહે!

* * *

મુખના મૃદુ મરકલે
દુનિયાને મહેકતી કરે છે
દુઃખનો લીમોડોય ઠરવાની જગ્યા જૈનના
આનંદમસ્ત ચ્હેરા પર ખાલી ન હોય!

* * *

જૈન ગભીર ને આનંદી છે
ગભીરતા ને આનંદના મિશ્રણથી જ
તેનું કલેવર ઘડાયું છે
ગભીર ને હસતી ચક્ષુઓમાંથી
મધુરી રસાશના શેરડા ફૂટે
નસનસમાં જીવંત લોહીના ધબકારા થાય
જેમની મીઠાશે પત્થર પણ પીગળી જાય
સૌમ્ય, શાંત ને વીરતાભર્યાં
સુવચનો સોંસરા ઉતરી જાય
સ્વાર્પણની જ્યોતની એના
પ્રાણોર્મિઓમાંથી જ પ્રગટી રહે!

* * *

જૈનના જીવનમા
અડગ ધૈય ને અખડ શાન્તિ છે
પુણ્યભાવનાના આન્દોલનથી
સકળ ચેતનને પાવનકારી બનાવે છે
હેતભર્યા નયનોમાથી
વિશ્વપ્રેમના વહેળા વહે,
મનની પવિત્રતા ને
સૌમ્ય પ્રકૃતિનુ ત્યાથી દર્શન થાય!

* * *

જૈન બોલે થોડુ પણ ખૂબ મીઠુ
જાણે અમૃત ઝરે છે, પીઇ લઇએ
તેની મૃદુ વાણી કઠોરમા કઠોરને પણ
ભેગી નાખે તેવી મર્મભેદક લાગે
સાને સ્હેય, ને સહાવે
મધુરા વચનોથી વિશ્વને વશ કરે
વીર્યનો સગ્રહ એ તેનો ખજાનો છે
વીર્યને ફોરવવાનુ કયા
એ જૈન જાણે છે

વીર્ય વિના મનુષ્યત્વ ન ઘડાય,
મનુષ્યત્વના સાધકનો પહેલો જ એ ધર્મ છે
સંગ્રામમાં જ વસનારો—ઝૂઝનારો જૈન
વીર્ય વિના સંગ્રામ કેમ ખેલે?

* * *

ધૂમકેતુઓની મસ્તી કરી જાણે છે
છતાં ક્યાં શાંત રહેવું
ક્યાં "ગમ ખાવી" તે સમજે છે
જીવનથી ને જુગ થી
મોક્ષ સ્વતંત્રતા, મુક્તિનો એ ચાહક છે
દિવાલો—પરતંત્રતાના પડદાઓને તોડે છે
સ્વતંત્ર ભાવનાને
જન, જીવનની જ ખમા બનાવે છે
નાડીઓમાં ભમે!
એનું જ મુક્તિનું રુધિર વહાવે છે
જાતિ સમાજ ને રાષ્ટ્રોદ્ધારના
કીમિયા તેના ખીસ્સામાં છે
મુક્તિ સાધના મૃત્યુ આવે તો
મૃત્યુનું ઓસડ મૃત્યુમાં જ શોધે છે

યોદ્ધા કે યોગી ? ”
યોદ્ધા ને યોગી બ ને
સાધુ ને સેનાપતિ બન્ને !

* * *

જન ઉંડા છે અતિ ઉંડા છે

છીછરો નથી, કદિ ઉભરાતો નથી
એના અતળ ઉંડાણમાં જ્ઞાન છે,
શક્તિ ને શાન્તિ ભરી છે,
ક્ષમા ને પ્રેમ પડયા છે,
ધીરજ ને સૌમ્યતા છે
અચળ શ્રદ્ધા ને નિર્દોષ ભક્તિ છે
પ્રેમ એના ઉંડાણનો ઉચ્ચતમ આનંદ છે
એનું જ્ઞાન દુનિયાને ચોમેરથી તપાસે છે
શક્તિ ભૂતકાળનાં સ્વપ્નાંને
વર્તમાનમાં સિદ્ધ કરવા ઉછળે છે
ને ભવિષ્યનો આકાશી મિનારો ચણે છે
આગ્રહાયિક ટુંકી દૃષ્ટિના બદલે
વિશ્વના ઉંડા ભાગમાં દૃષ્ટિ વળેલી છે
આત્મીય મીઠાશ ને મોઘો
ખજાનો જનમાં અમકટપણે પડયો છે

* * *

પ્રકૃતિ ને સૌરભનો

ધનધનાટ કોને ન આકર્ષી શકે ?

જૈન કોને નહિ શાંતિ આપી શકે ?

*     *     *

ઇંદ્રોના ઐશ્વર્ય પણ

જૈનની તપશ્ચર્યાને તોડી શકે નહિ,

 ભાના પ્રલોભનો–મેનકાના નચો

 જૈનને નચાવી શકે જ નહિ,

તે સૌંદર્યને સમજી શકે છે,

જૈન સૌંદર્યને મ્હાણી જાણે છે

સૌંદર્ય તત્ત્વોનો જ એ

અચલ ' અભ્યાસી ' છે

બ્હેનના સૌંદર્યને જે પવિત્ર ભાવનાથી જુએ,

એ જ પવિત્ર મનોદશાથી

સૃષ્ટિના સર્વ તત્ત્વને–રૂપને નિહાળે !

પ્રેમ કરી જાણે છે તે ' જૈન ',

પણ મોહને સમજતો જ નથી

મોહ એ તો છે મનનો મેલ

પ્રેમ એટલે આત્માની ખુશબો ! મધુરતા !

*     *     *

જીવનને નવદીક્ષા આપે છે
સંધ્યાના રંગમાં જૈન મોહાય નહિ,
લાગણીનો દોર્યો દોરાય નહિ,
ઠગારા રંગોને તો તે 'ઠગે' છે—
Feelings લાગણીને તે સદ નચાવે છે
લાગણી કે ઠગારી માયા
'જૈન ને કદી નચાવી શકે નહિ
કારણ કે વિચારો અને લાગણીઓ
એ બંને જૈનના પાળેલા કુતરા જેવી છે
લાગણીઓ ઉભી થતાં જ
આજ્ઞા દઈ જૈન દબાવી શકે છે

* * *

જૈનના દાંપત્યમાં વિલાસની બદબો નથી,
પવિત્ર પ્રેમની ત્યાં વૃષ્ટિ છે સ્નેહની એ સૃષ્ટિ છે
વિસ્મર નહિ, રસ ઝરે છે,
મોહ નહિ, હૃદયના વાત્સલ્ય વહે છે
વિલાસને જૈન સુખ માને નહિ
પણ અઘોરીઓની ગાઢ નિદ્રા એજ વિલાસ
મીઠી નિંદરમાં તો

અઘોરીઓનો ઘાત જ થાય ને !
જૈન' સદા જાગતો છે જાગતો છે

* * *

જૈન બાળવયે પરણવામાં
એ પોતાનો, પત્નિનો ને
વિશ્વનો 'આત્મઘાત' થતો સમજે
કારણ, જૈન સમજે છે કે,
બહાદુર પુરુષ બાળવયમાં નથી પરણતે,
વિશ્વનો માનવછોડ એથી કરમાય છે,
પ્રચ્છન્નશક્તિને ઝેરો સૂકાય છે,
શક્તિને બદલે જગતમાં નાજુકાઈ પૂજાય છે,
અને એ પાપ છે—મહાપાપ છે !!

* * *

આદર્શ જૈન'ના લગ્ન

બહાદુર પ્રેમાળ પત્ની—વીરાંગના સાથે હોય
સાહસિક વાણીયો—વહાણીઓ
ગમે ત્યાંથી શોધીને
ગુણવતી ગુણસુંદરીને જ પરણે
'મનુષ્યત્વ'ને—મનુષ્યત્વને જ માત્ર

ખીલવનારી સ્વરૂપ ભૂમિકા તપાસે
કમાયલા બદન ને ભાવનાશાળી
મજબૂત મનની સ્ત્રીને જ વરે
બુદ્ધિના ચમકારા કરતી તે સુંદરીને વરે
તેની સાથે દિવ્યપ્રેમથી જોડાઇ રહે,
ક્ષત્રિયોચિત પ્રેમ ધારી શકે, ને
વ્યાપારિક પ્રેમ–
બજારપ્રેમ, વ્યવહારીયા મજુરા માટે રાખે !

* * *

રૈસ, યૌવન ને શક્તિથી ભરપૂર
અખંડ રસસમાધિ સેવીને જૈન,
ચેતનભરી ચાલે સંસારના પ્રયાણ આદરે
રસમય સંસારનો પથ કાપતા
પૃથ્વીના ખોળે અનુપમ ' સિંહસૂત ' ધરે
વર્ષે વર્ષે ' ઘેટાં ' જણનારી સુવાવડો કન્યા કરવા
બાર વર્ષે એક સિંહને જૈન જન્માવે
અશક્ત અણુશાવાઓને બદલે આદર્શ જૈન
અનુપમ બળવતા પુરૂષને અવતરાવે !

* * *

જૈન દંપતિ–સ્ત્રીપુરૂષના સ્નેહીના સૌંદર્ય નીચે
પુણ્યભાવનાની નિર્મળ ગંગા વહેતી હોય
પરસ્પરના મિલનથી મધુરતા ચોમેર જાગતી હોય,
યૌવનની તેજસ્વી શક્તિઓ બન્નેમાં ફૂટતી હોય,
ને શક્તિને કાબુમાં લેવાનો અદ્ભુત સંયમ હોય–
એવા આદર્શ યુગલ
અખંડ તપના અંતે
'શક્તિ અને બુદ્ધિ'ના સંયોગથી
તેજસ્વી સંતાનની પ્રાપ્તિ કરી જગતને સમર્પે
દુનિયાને દેવાશી નગ મળે!

* * *

જૈન યૌવનને પવિત્ર ધર્મ માને
ધર્મ જેટલી પવિત્રતાથી યૌવનને ભોગવે– પીવરે!
દોડતા યૌવનને
સંયમની લગામથી જૈન વિશેષ દોડાવે,
પણ યૌવનને ઠંડું પડતું જોઈ
સંયમની ખોટી મર્યાદામાં મનુષ્યત્વનો
વિનાશ ભાળે

* * *

સંગો ને મુશ્કેલીઓની હદ
આદર્શ 'જૈન' માટે ન હોય
મુશ્કેલીઓને હસી જાણે તે સાચો જૈન
વીર્યના ધગધગતા સ્તંભો પાસે
સંગો શી વિસાતમાં ?
સંકટ એટલે તો
મંધરેલા વીર્યને ફોરવવા માટે
કુદરતે બક્ષેલી સુંદર તક,
તેથી જ સંકટને જૈન સ્નેહથી સત્કારે છે,
ને પ્રસંગોપાત આમંત્રીને પણ સુખ કર છે
યુદ્ધમાં વિજય મળે તો
જૈન ગુમાનની ખુમારીમાં નાચે નહિ,
પરાજય કે શોકથી,
હતાશ થઈ નિરાશાથી રડે નહિ
જૈન તો પડે ને તુરત ઉભો થાય
ઉભો થઈ ભાવિ આત્મયુદ્ધની
ભૂમિકા સદાય તે ખેડતો રહે
પડવું ને ફરી ફરી ઉઠી દોડવું,
એ જૈનની સનાતન હિંમત છે
હર્ષ ને શોક તેની હથેલીનાં રમકડાં માત્ર છે

* * *

'જૈન'ને સ્થૂલ સત્તાની પરવા નથી
તે વ્યક્તિત્વની જાગ્રત પ્રતિભાજ
અગોચરપણે સર્જન સત્તા સ્વાભાવિક જમાવે છે
સત્તામા તે શાણપણ દાખવે છે
ધનનો આદર્શ સમજે છે
પ્રકૃતિના કોયડા આનદથી ઉકેલે છે
ભૂલોનો સ્વીકાર
એ ભોળા દિલનો આરિસો છે
ક્ષમાની બક્ષીસ
એ 'વીર'નુ સાચુ ભૂષણ છે
એના મનની સમૃદ્ધિ મહાન્ છે
ચિત્તની શાન્તિ અકળ છે, અડોલ છે
આત્માનો અવાજ
સુણવાની તેનામા શક્તિ સુન્દર છે
વોત ma sesનો માનમ-ફોટો
એક હોય નહિ, રહે નહિ
એ તો સિનેમા જેવો ક્ષણે ક્ષણે ફરતો છે
તેથી લોકોના-વ્યવહારના ચક્રમ્ અભિપ્રાય પર
જીવન જીવનારા મનુષ્યો

જીવન 'જીવવા' નથી,
પણ જીવનને જેમ તેમ 'ઘસડયે' જાય છે
આત્માનો પેગામ (Voice of Inner soul)
જેજ જીવન એજ Noble Life
એ વન 'જૈન' બરાબર જાણે છે

* * *

જ્ઞાનના ચક્ષુથી જૈન
દુનિયાને પ્રકાશમા દોરે છે
આત્માની મધુર પ્રસન્નતામાથી
અમૃતધારાઓ છોડી સૌને પીવડાવે છે
સર્વ જીવો સહ એકતા સાધી
દુનિયાને એકતાની દૂક આપે છે
ઉત્સાહમા સદાય દોડતા રહી
દુનિયાને દોડતી બનાવે છે
ચેતનાનદના ગતિયાળા-વહેતા પાણી પીઈ
સૌને નિરતર ગતિ ધીરે છે
ડરાવવા કરતા કોઈથીય ન ડરવામા
જૈનની બહાદુરી લેખાય છે
તપશ્ચર્યાથી નિર્મળ થઈ
નિર્મળતાનો આદર્શ શાતિથી પઢાવે છે

બ્રહ્મચર્યના તેજસ્વી કિરણો પીઈને
બ્રહ્મનું સ્વરૂપ બતાવે છે
સાચો જૈન એ વ્રતને બંધન ન માનતા
સ્વતંત્રતાનું દ્વાર સમજે છે
તેને નીરસ તપશ્ચર્યા રૂપ ન લેખી
નિત્ય તેની ખૂબીઓના નવા દર્શન કરે છે
પોતાને કપાવીને પણ
જૈન દયાનો ધ્વજ ફરકાવે છે
પ્રેમીમાં અલખ થઈ જઈને
ત્યાગનો મહા ધર્મ સમજાવે છે
મહાકષ્ટ પ્રાપ્ય લક્ષ્મી વેરી
દાનનું માહાત્મ્ય બતાવે છે
દુશ્મનને પણ પ્રેમથી સપ્રેમથી ભેટી
પોતાની દિવ્ય ભાવનાનું—
ઉદારદિલનું દર્શન કરાવે છે
વિચારો કરી મૂકદાળ નહિ, પણ
'કાર્ય' કરી જૈન મુક્તિ મેળવે છે
પોતાના નવલોહી હોમીને પણ
સિદ્ધાંત ખાતર નૂતન સૃષ્ટિ સર્જે છે।

* * *

એના પવિત્ર મનના સ્મિત આગળ
ગુંચાયલા કોયડા સ્વત ઉકલે છે
તેના મુગા શબ્દોમાથી સર્વત્ર
મૈત્રીના ને પવિત્રતાના ફૂવારા ઉડે છે
વીરતા ને પ્રેમ વગરની
દરેક વસ્તુમા એ મરેલો છે
પરમાત્મા ને પ્રભુતા વિનાની
દરેક ચીજમાથી દેશવટો લીધો છે
પ્રતિપળે સસ્કારના વહેળા તે
જીવનમા ચોમેરથી વાળે છે
સસ્કારી થઈને વધારે સહિષ્ણુ બને છે
ને ઉપર ઉપરના છાલા ફેકી
દિવ્ય રસમા નિરતર જે રમે છે—રમી જાણે છે
તે આદર્શ જૈન !

* * *

જૈનના જ્ઞાનની સાથે સસ્કૃતિ ખીલતી આવે,
પ્રેમની સાથે નિર્મળતા વહેતી હોય
દયાની સાથે દૃષ્ટિના વિવેક વિકસે,
સયમની સાથે રસિકતાનો અખડ ઝરો ફૂટે ।

* * *

જગતના ઉકરડા વચ્ચે

જૈન પોતાનો અનેરો હરીયાળો બગીચો રચે છે
ચોમેરના દુર્ગંધી 'કાદવ' વચ્ચે
જીંદગીનો નિર્મળ 'ઝરો' વહાવે છે
જૈન હૃદયથી માને કે—
સ્વર્ગનો સ્રષ્ટા હું પોતે જ છું,
દુનિયાની કોઈ સત્તા
કે પરલોકનો કોઈ મહાન દેવ
મને મોક્ષ લાવીને આપી શકે જ નહિ,
મને કોઈ 'તારી' શકે જ નહિ,
મને તારનાર મારો પવિત્ર આત્મા જ છે,
તારનારનું દિવ્ય મંદિર પોતાના આત્મામાં જ છે
આત્મા એજ પરમાત્મા
પરમાત્મા એટલે દિવ્યતા
ને દિવ્યતા એટલે 'હું જ'
એવી ભવ્ય જેની મનોદશા છે
તે આદર્શ જૈન !

જૈનમાં—આદર્શ જૈનમાં
યુવાનની રસિકવૃત્તિ ને બળ હોય
વૃદ્ધોનું શાણપણ ને વિરાગ હોય
દીર્ઘદૃષ્ટિ ને વિશાળ અનુભવ હોય,
બાળકના ખીલખીલાટ ને ઉત્સાહ
તેનામાં બહુ ઉભરાય,
શરીરમાં વિશેષ તાકાદ ખીલવવાની તાલાવેલી જાગે
આત્માને કસવાના મનોરથ ફૂલતા હોય,
મૂર્તિમંત ચેતનતા ને પ્રબળ શાંતિનાં
જ્યાંથી સજોડે દર્શન થાય
યુગ પલટાતાં જે દષ્ટિબિંદુઓ બદલી જાય ને
જુલમ સાથે બંડ ઉઠાવવામાં 'ફરજ' સમજે!

* * *

સમૃદ્ધિથી 'જૈન'ને—ખરીદી શકાય નહિ,
આંજી શકાય નહિ
ધમકીઓથી ડરાવી શકાય નહિ,
લોભોથી લલચાવી શકાય નહિ,
પ્રપંચથી દાબી શકાય નહિ
ને ખુશામતથી પણ જીતી શકાય નહિ!
સિદ્ધાંત આગળ જૈન ... ... આરે

તેના વીર્ય આગળ ધમકી હાસ્યપાત્ર નિવડે,
કચ્છોટામધ' આગળ લોભ-લવના થથરે,
માનપાનના કીડાઓને જ ખુશામતથી હણી શકાય
'જૈન' તો સદાય સૌથી પર છે
ખુશામત કરનાર સાલસનો જાય –
ભાઇ! આવું તુચ્છ શસ્ત્ર
ક્ષત્રિયને હરાવવા શું સમર્થ છે?
ક્ષત્રિય સામે તો તેજવાળી તલવાર ઉગામજે!
ખુશામત કરતા તો નિંદા કરે,
એ જ મને વધુ પસંદ છે'

* * *

પથરના આની દેહનો પૂજારી જૈન ન હોય
પંતુ 'વસ્તુ'ના ગર્ભને તે પ્રેમથી પૂજે છે:
દિવ્યતા ને પ્રભુતાનું પ્રતિબિંબ
પોતાની અંદર તે પ્રતિપળ ઉતારે છે
પ્રભુનું—દિવ્યતાનું
ખરું પ્રતિબિંબ પોતામાં ઉતારવું
એજ જનની સાચી પૂજા હોય
પથર સમું, વજ્રસમું વીર્ય

કેળવવું, એજ તેની પૂજાનું ફળ
ને પૂજાનો સાચો આદર્શ સમજી
પૂજ્યનો સાચો પૂજારી જે બને તેજ આદર્શ જૈન

*  *  *

શાન્તિમૈયાના સુજ્ઞાન પાઠક
અહિંસા એના ફેરફેરે છે
આર્ય જૈનની નસેનસમાં છે
જીવ એના અણુયે અણુમાં,
ને સેવા એની પ્રબળ ભાવના છે
બ્રાહ્મણ કે ક્ષત્રિય,
વૈશ્ય કે શુદ્ર, નામ જુદા છે
સૌનું સમાન સ્થાન છે,
કોઇ ઉંચો-નીચો નથી,
કોઇ જીવ નાનો મોટો નથી
જીંદગીનું લક્ષ્ય મોક્ષ અને
એ મોક્ષનો સમાન અધિકાર સૌનો છે,
એ પ્રભુસ્પર્શિત 'જૈન આત્મા' એને છે

નિષ્ફળતામા જૈન મુઝે નહિ, કપે નહિ,
કે સફળતામા રાચે નહિ
આશાના સઢ કદી સંકેલે નહિ ને
નિરાશામા નાવ ડુબાડે નહિ
ભૌતિક સુખની લાગણીથી એ સંતુષ્ટ થાય નહિ
કે દુખના આવિર્ભાવથી અકળાય નહિ.

* * *

વિષમમા વિષમ સ્થિતિમાય
આત્માનો પ્રમાણિક યત્ન જૈન જારી રાખે
એ કહે છે —
હુ 'Warrior મહાન યોદ્ધા છુ
સર્વને જીતવા નિકળેલો અચળ સૈનિક છુ
પુરૂષાર્થ એજ મારે જીવન-કૃત્ય છે
જીવનનુ એજ મારો પ્રિય સિદ્ધાંત છે "
યોદ્ધાને આત્મયુદ્ધ જોઇએ જ,
નહિ તો શક્તિ કટાય છે
યુદ્ધથી વિજેતાની શક્તિ કસાય છે

ક્રાંતિ ને શાંતિ

તેના યુદ્ધના બે લોખંડી પગો છે
વિનય ને શૌર્ય
તેના બે મજબૂત હાથો છે
દુનિયાની અવળચંડા દામીને
વ્યક્તિવાદ-આત્મવાદ પાસે
તેને ચાકરી નિત્ય કરાવે છે
રલીયાશાહી સમુદ્રમાં રોજ,
આત્મિક ખમીર (Spiritual Strength) ભરે છે
ખાનદાન શુદ્ધ દાના મનુષ્યોને
મર્દાનગીભર્યું જીવન જીવતા જૈન શીખવે છે
અહિંસા ને યુદ્ધની
ખરી મીમાંસા કરી
જગતને સાચું, ઉચ્ચ દષ્ટિબિંદુ આપે છે

* * *

સિંહના પિંજરામાં પેસી સિંહને જૈન હણે છે

કાજળની કોટડીમાં જઈ
સ્થૂલીભદ્રની જેમ કોશ્યા-વેશ્યાના ઘરમાંથી
શ્વેત મુખે હસતો નિર્દોષ પાછો ફરે છે

* * *

સામાયિક, શ્રવણ, દર્શન ને પૂજન
ોડાગાર થવા માટે નથી,
પણ જૈન જાણે છે કે —
સામાયિક ક્રિયા ' માથી
સમતાની ' શક્તિ ' મેળવવાની છે
ક ધ પર કાબુ(Brake)મૂકવાની 'કળા'જાણવાની
સ્વ-પરના કલ્યાણની સાચી ખોજ કરવાની છે
વિઘ્નોને આત્મ-વશ કરવાના છે
આ મવિકાસ ક્રમશ જીવનમા સાધવાનો છે
માનસિક ને વાચિક દોષો હણવાના છે
ગુ યતામાથી ચૈતન્યતામા પ્રવેશવાનુ છે,
ભ્રાતૃભાવની ભાવના કેળવીને
આત્મિતાના સુદર દેશે જઈ વસવાનું છે
તૃષ્ણાના તળીયા તોડવાના છે
ઇષ્ટદેવના આદર્શો પોતામા પ્રગટાવવાના છે
આત્મ સ્વાતન્ત્ર, શોભા ને સામર્થ્ય
Freedom ( Liberty of soul)
Grace & Spiritual Power
તેમાથી ખૂબ સ્ફુરાવવાના છે

સ્વરાજ્ય-આત્મ સ્વરાજ્યનો
મહાન્ આનંદ 'સામાયિક'માંથી લુટવાનો છે
પર્વતો માથે તૂટ્યા હોય તોપણ
એમાંથી ન ચળતા-શીખવાનું છે
આત્માને ત્રાસ પોકારાવે છતા
સમાના ગુણો અરિઓને દર્શાવવાના છે
શુભ રહેલી-પોઢેલી આત્મશક્તિને
આત્મબળ-(Soul force)થી જ
વિશ્વમાંથી, મોક્ષના દર્શન કરવાના છે
આત્મસંશોધનનો સમય તેમાંથી સાધવાનો છે ને
સ્વાવલંબનની સિદ્ધિઓ સામાયિકમાંથી સમજવાની છે

* * *

દર્શન, શ્રવણ ને પૂજનમાંથી પ્રતિપળે
દિવ્યતા ને ભવ્યતા જ માત્ર પીવાની છે
પવિત્ર લ્હેરોમાં ફરવાનું છે
શાન્તિના-સૌંદર્યના સામ્રાજ્યમાં પ્રવેશવાનું છે
શ્રદ્ધાના જીવનને વ્યવહારમાં ઉતારવાનું છે
ને તત્ત્વજ્ઞાનની બારિક પીછાન કરવાની છે
દુનિયાના ક્ષુદ્ર મોહ ને વિખવાદમાંથી

ચિત્તને ઉપાડી લઇ અંતરાભિમુખ બનવાનું છે
તપ ને અભિગ્રહ
નિયમ ને બાધા વ્રત કે પચ્ચખાણ
'સખ્તાઇ' શીખવા માટે છે
'મજબૂત' બનવા માટે જ યોજાયલા છે
સુખશીલીયા, કઠા કે ક્રોધી થવા સારૂ નહિ
એ સાચો જૈન બરાબર સમજે છે

* * *

સબળાની સહાય અનુમોદના ને
નિબળનો કોમળતાથી હાથ ઝાલી
ડગલાં ભરતા શીખવવું
તમ–અને તેમાં 'જૈન' પુણ્ય માને છે
દયા કરી નિરંતર સહાય કરવા માં–
અસહાયની સ્થિતિમાં સદાય કોઇને ઝુરતો રાખવામાં
જૈન મહાપાપ લેખે છે

* * *

નિબળતાને વિકસાવનારા ઉપદેશકો કે
નિહાતો જ ખુદ પાપ છે

એવુ જૈન ખચીત માને છે
જેનના જીવન-કૌશલ્યનો સરવ જો
આમ વિવેકભરી દયા—
ને દયભરી શૌર્યતામા શમ્યો છે શમે છે

* * *

જૈન એકાતનો શુવાળી લાન છે, ને
સમુદાયના સ્વભાવનો
એ ચતુર ભોમીયો ( Psychology ) કે
સૌને જૈન સ કારે છે માત્ર ધિક્કા –
Meanness of Soul ને હૃદયની તુચ્છતાને !
મનુષ્યોની અપ્રમાણિક મનોદશાને !

* * *

સામાન્ય જનનુ હોની
લાગણી અને બુદ્ધિ-શરીરને
મારેલા રગથો રગી શકે,
ક પેલા ઘાટમા ઘડી શકે
એવો એ સમર્થ પુરૂષ છે
એના એક જીવનમા
અનેક જીવનનો લાબો તેજસ્વી ઇતિહાસ હોય

બ્રહ્મત્વ ને ક્ષત્રિયત્વનો ત્યાં યોગ છે
જ્ઞાનયોગ ને કર્મયોગનો સંયોગ છે
રસિકતા ને વિરાગનો જૈનમાં મીઠો મેળ છે
જડતા ને નિર્બળતા
એની કલ્પનામાંય નથી
સંકુચિત દૃષ્ટિ ને વ્હેમો
તેના સ્વપ્ન-પ્રદેશમાંય નથી
ઉલ્લાસ ને દુઃખમાં તડકા કે છાયામાં
સરખો સંયમ જૈન જાળવે છે
ખોટી મર્યાદા ને
દંભભર્યો નૈતિક (!) સિદ્ધાન્તોને
પહેલી તકે એ શાન્ત ચિત્તે ફગાવે છે
જગતના Mysticism–ગુપ્તજ્ઞાનના
ભંડારની ચાવીઓ તેના હાથમાં છે
ગુપ્તદ્રષ્ટા થઈને શુભ હેતુમાં
(શુભ હેતુના પ્રદર્શન કર્યા વગર પણ)
જૈન દુનિયાને ઘણીવાર પડકારે છે
દુનિયા–આ ગબડતી દુનિયા જોઈ જોઈને
બહુ ભડકે છે ને રતભે છે
જાગે છે, ને દોડે છે તેનામાં પ્રાણ પૂરાય છે

* * *

પાપથી ડર પણ
ખંડ કરતા પાપને જૈન સારૂ ગણે
ની કરતા ઉપયોગીતા* ' ને જ વધારે છે

*           *           *

જૈનના ત્યાગમા રસ ને સૌરભ છે,

આત્મકલ્યાણ ને વિશ્વકલ્યાણનો સુંદર લોટો છે
જૈનની શક્તિ સંહાર કાજે નથી,
એ તો અશક્તોને આરામ આપે,
શુભના મંડાણ કરે,
ને અશુભના નાશ કાજે છે
પેટ ઘસીને 'ગમે તેમ' જીવવા કરતા
મૃત્યુને જૈન વહેલુ પસંદ કરે છે
પવિત્રતા ને સ્વતંત્રતા જળવાય તો
મૃત્યુને પણ હર્ષથી નોતરે છે
જીવે છે જૈન-આદર્શ જૈન
આત્માના પૂર વૈભવથી,
મરે છે પણ જૈન—
આત્માના પૂર વૈભવમા !

*           *           *

---

* Utility

પરિસ્થિતિઓનો વિવેક એ કરી જાણે,
વિવિધ દશાનું સાચુ ભાન રાખે
મુશ્કેલીઓમાથી 'જય'નું રાજ્ય જૈન શોધે,
ને તુફાની દરિયામા એકલો તે ઝઝુમે

* * *

દરેક ચીજ ભાવ કે બનાવમા
નિર્લેપતાથી 'જૈન' મઝા લુટે છે
ખખડધજ ઇમારતો-ખડેરો તોડી
નવી નવી 'બીલ્ડીંગો' બાધે છે
જૂના ઓખા ભાગી
નવી દષ્ટિથી, ને નવા પ્રવાહથી
પ્રાણવાન નવો 'આત્મા' સરજે છે

* *

આંસુ કે નિરાશાના સંદેશા
જનના પ્રગતિમાન જીવનમા નથી
નિષ્પક્ષપાત દષ્ટિ ને નિર્મળ ભાવના,
સાદાઇભરી સગીનતા ને તીવ્ર કર્તવ્યપ્રિયતા,

પ્રવાહો તેને ઉંચે લઇ જતા હોય
કુદરતી જીવનની મધુર તાજગી
જનામાં પ્રાણ, પ્રેરણા ને પ્રતિભા પૂરે
હૃદયનો 'લાવા' અનેક પાખંડોને બાળે,
મનની 'ઠરાશ' જ્વાળામુખીને ય ઠારે ! ઠારે !

* * *

અમાસામાં ય જીવનલીલા
એ 'જૈન'નો અનેરો ઇતિહાસ હોય
તીવ્ર સત્ય ને તેની શુદ્ધ ઘોષણાથી,
વિશ્વજીવનના જળને શુદ્ધ કરવું,
એ તેની અનંત કર્તવ્ય લીલા હોય
નિર્ભીક ને નિખાલસપણે શુદ્ધ સેવા
એજ તેની માનવતાનું મીઠું ફળ છે
'જૈનધર્મ'ના દરવાજાઓ
દુનિયાના—રે ! હરકોઈ જીવ માટે ખુલ્લા છે
'કોઈ આવો ! કોઇ પણ આવે ! સૌને સ્થાન છે'
એ તેનો મહાન્ 'ઢંઢેરો' છે

જૈનની 'કડકાઇ' ઘણીવાર અંધ 'ઘેલાઓ'ને
ખૂંચે છે
કારણ! કારણ સ્પષ્ટ છે કે,
અનિષ્ટ કર્મોની સખ્તમાં સખ્ત
હાજરી' લેવા જેટલો 'જૈન' સદા જાગૃત છે

* * *

જૈનનું સ્વતંત્ર માનસ ને શક્તિ
જગતમાં અનોખી સંસ્કૃતિ રચે, ને વિકસાવે
પ્રયોગે પ્રયોગમાંથી પ્રેરણા પામી
પોતાના જીવનને ચોમેર થી પાંગરવા દે
ભવિષ્યના પંથની દિશા નક્કી કરી,
ગમે તેવી મહાન શક્તિઓ સાથે હોડ બકે,
લોકદૃષ્ટિના મેલા કાચ સાફ કરી
સામાજિક ગંદકીનો નિવેડો લાવવા મથે,
ને રાષ્ટ્રજીવનના વાતાવરણમાં
'મ્હારા દેશ' ના ગુંજનથી
શુદ્ધિ, ચૈતન્ય ને જોશ પૂરે

* * *

દુનિયાના પ્રવાહમાં તણાવાને બદલે
દુનિયાને જ જૈન પોતાની તરફ ખેંચે

જગત પર પોતાના ચરિત્ર-તેજથી જ
(હીપ્નોટીઝમ) 'વશીકરણ' અજમાવે છે
પ્રિય સંસ્કારને પૂજવાની ધૂનમાં
સામાજીક નિયમોમાં ભાત પાડે છે તે,
પોતાને 'પ્રમાણિક' રહીને
એ ગૌરવથી લોકમતના ભૂતડાને
ચરણોમાં ચગદે છે
ઢોંગી દુનિયાનું સર્ટીફિકેટ, તેને મન
કાગળના ચીંથરાથી વિશેષ મોઘું નથી
સત્ય ને ઉચ્ચ શોખો ખાતર
સર્વસ્વ છોડતાય જૈનને દુઃખ થતું નથી
મૃત્યુથીય મહાન પ્રસંગોને
જીવના જીવન પચાવવાનું એ શીખે છે,
ને પોતાના મૃત્યુ પછી પણ
'જૈન' ઇતિહાસને તેજથી અજવાળે છે

* * *

'જૈન'ના સ્વતંત્ર ને વિમળ વિચારોમાં
તરુણ યોદ્ધાની ભરપુર તાજગી છે

ઉચી સમજશક્તિ,
ભવ્ય સત્યમાહી બુદ્ધિ
અને નવદેશીય સ્વભાવ
જગતમાં તેને અમર બનાવે છે,યશ અર્પે છે

* * *

વિષના ઉતારમા જૈન સાકર પાય છે
બુરા ભાવનાશ્રીને પણ એ કજાયા ભનો'
બનાવે છે

* * *

બંધુત્વની કેવળ ' વાતો ' નહિ
પણ મધુત્વના જોડાણ જૈન આચરે
મોક્ષના નવરા ' તડકા ' નહિ
પરંતુ મેક્ષની સિદ્ધિ સાધે છે તેજ સાચા જૈન

* * *

અસાધારણ તત્ત્વોનો અભ્યાસ તે
જૈનનું સતત ચિંતન હોય
અસાધારણ કાર્યોનો ભાર
એ તેનુ અખંડ ' ધ્યાન ' હોય
જૈનની વિશાળ માનસિક સંપત્તિમાથી સદાય

ધર્મનો પ્રવાહ વણાવત વહ્યા કરે,
દુનિયા પર ફરી ફરીને સાક્ષાત્
નીતિની છાપ એ લગાવ્યા કરે
કોઈ તેની માર્ગદિશા ફેરવી શકે નહિ
દિવ્ય જીવન જીવવાનો મોહ જનને થયા વિના નહિ

* * *

'શું થશે" નહિ, પણ
શું કરવાનું છે' એ જૈનનું પ્રિય સૂત્ર છે
બુદ્ધિપૂર્વક નિશ્ચય કર્યો પછી તેને શુભ
બ્રહ્માનો બ્રહ્મા પણ ફેરવી શકે નહિ,
વિજય તેના બાહુમાંથી નિતરે,
દુશ્મનના લોહીમાંથી નહિ, નાહ!
કલ્યાણ-ભાવનાથી આક્રમણ કરતા
જન કદાપી પાછો હઠે નહિ
તેમજ શક્તિના શસ્ત્રોથી
અશક્તોને ત્રાસ તે આપે નહિ
ને નશાનોથી યુદ્ધ છોડી દઈ
સ્વગૌરવને નિસ્તેજ કરે નહિ

મનુષ્યોના વૃદોમા જૈન
પોતાના વ્યક્તિત્વને હારે નહિ, ખૂએ નહિ !

* *

આખી દુનિયા 'ના' કહે —
ને જૈન 'હા' કહેતા થડકાય નહિ,
તેના આત્માનો પવિત્ર પેગામ
સમાજના સડેલા રૂઢ બધનોને માને નહિ
આગળ ધકેલનારી' દયા વગર
દયામા જૈન ધર્મ સમજે નહિ
પોતાની પર 'ઑપરેશન' કરી
પોતાને સુધારનારી–શુદ્ધ કરનારી
કરતા વિના—બીજી કરુણામા માને નહિ
'હુ' કારમા તુચ્છતાથી ફરનારની
જૈન દયા ખાય છે, પણ ક્રોધ કરે નહિ
'હુ પામર'ના નમાલા અધ્યાત્મને એ
સાચુ 'અધ્યાત્મ' સમજે નહિ
કારણ, જૈન સમજે છે કે –
જીવનને હરનિશ તિરસ્કારનારા
જાતે જ બદઓ મારતી ગદી ગટરો છે

પ્રેમ તાના ઊતડાજ મનુષ્યને પામર બનાવે છે
ધનાના ઢગલીયા જ માનવને દેવ સરજે છે
જૈન મનુષ્ય મહાન છે, અતિ મહાન છે
મહાન્ થવા સદા તલસે છે
તેથી મહાન્ હોવાનો ખાનદાન ગર્વ લેતા
જૈન કદી શરમાય નહિ ન કોચાય નહિ

* * *

જૈન સંસારી છતાં
અસંસારી જેવો રહી શકે છે,
અસંસારી થઈને ય
સંસારીઓના સુંદર તત્ત્વો સમજે છે
ઝાંઝવાના જળ કરતાં
તૃષા જ જૈનને વ્હાલી છે
તૃષ્ણાના અગૂઢ તળીયા પર
તૃપ્તિના અમૃત વરસાવે છે
દૈવત કાગળ ચૂંથનાર પંડિતોને પોથારામોને
કાગળના શબ્દો 'ખાતા' શીખવે છે
વિદ્યાના ભારથી કચરાઈ જવાને બદલે

ઉચે ઉડવાના તેમાથી અેધો ઉકેલાવે છે
ચર્ચા કે પાંડિત્યદર્શનને બદલે
જ્ઞાનને ફરી ફરીને જીવનમા-આચારમા
પચાવવામા જ 'પુરૂષાર્થ' સમજી, સમ તવે છે
પુસ્તકોમાથી જ સદાય જ્ઞાન લેવાને બદલે
કુદરત ને માનવચ્હેરામાથી શુભ શીખી લે છે
જે જ્ઞાનની ફરફર જીદગીને તેજ ન આપે
તે તે જ્ઞાનને 'જ્ઞાનાભાસ' માને છે,
હિમાલયની શાંત ઠડી, ને
સૂર્યની ગરમી-બેયને સાથે દિલમા રાખી ફરે છે
ગુસ્સાના અગ્નિને તેને અજ્ઞાનતાની માયા
સમજે છે
હાસ્યના જળમા ય ફેરવી જાણે છે
આ કળા કો' વિરલને જ વરે છે !

* * *

આત્મા વેચનાર, ખુદ પ્રભુને વેચે છે
પોતાના અંતરનો દ્રોહ કરનાર માનવ
કુદરતના શાપને જ જરૂર લાયક છે
જેને આ વસ્તુ સારી પેઠે સમજે છે
દુનિયાના મહાન ફેરફાર નચવાની તાકાદ

પોતાની માનસસૃષ્ટિમાં નિરખે છે
પોતાનું સારું–ખોટું ભવિષ્ય
પોતાના ખેલ'થી જ રચાતું તે જુએ છે
નવી નવી યુક્તિ ને નવી ખૂંટી
પોતાના વિકાસ માટે નિત્ય તે આગળ ખોડે છે
બીજાના દોરેલા લીટે
અંધતાથી દોરાવા જૈન સદાય 'ના' ભણે છે !

* * *

સમય જોઈને જૈન મૌન પણ સાધે,
મૌનની મસ્તીમાંથી પ્રકાશમય ભાવિ ઘડે
દિલમાં ઉભરાતા આનંદ ને શાન્તિ
તેને મહા પ્રવૃત્તિમાં ધકેલે છે
પ્રવૃત્તિનું લક્ષ્ય એક જ–
Will to conquer સાધી,
પ્રવૃત્તિમાંથી નિવૃત્તિ લઈ
પરાજયના ઘેરાયેલા વાદળમાંથી
'જય'ના સૂર્યને શોધવાનું છે
'સમ્યક્ત્વ'ને હૃદયમાં સદા સ્થાપી
અનેકાંત દૃષ્ટિથી–વિશાળ ને ભવ્ય જ્ઞાનથી

વસ્તુના ગુણદોષ તપાસવાના છે
જ્ઞાનને સર્વ દિશાએથી સર્વ શક્તિ વડે
વિસ્તૃતતા ને વિશાળતાથી
જોવું એ જ જૈનનું જીવનકાર્ય છે

* * *

સેનાપતિની ચાલે, જૈન વિજળીના વેગે ધપે છે,
ચમકારા કરતા કરતા પોતાના આદર્શ માટે
આકાશ પાતાળ એક કરે છે
કદીક તો ભલભલાનો મદ ઉતારતી
ગજેંદ્રની ચાલે એ ચાલે છે —
જાણે જગતના કંગાલ કલેશો ને પ્રપંચો
ભલે પાછળ ભસ્યા કરે, ભસ્યા કરે!
અદ્ભુત નિશ્ચળ શાંતિથી એ ધપે છતાં
જગતને ફરી તેનામાં આગના સૂસવાટા ભાને
વનરાજની કંપાવતી ત્રાડથી
શિયાળવા જેમ થથરે છે,
જૈનના અપ્રકટ વિજ્ઞાન પાસે
તેમજ શબ્દજ્ઞાની (!) ઓ બહુ કંપે છે

* *

અનંત જ્ઞાન, દર્શન ને ચારિત્રનો
પોતાને જૈન, ધણી માને છે
જ્ઞાનના અતળ જળમાં પેસી
દર્શન ચારિત્રને પોતામાં જગાવે છે
ધર્મના દેખાવ પાછળ
ધૂર્તતા કરવા કરતા
'નાસ્તિક' ગણાવ પ્રતિષ્ઠાભર્યું લેખે છે
પરાયા દોષો ભૂલી ભૂલીને
પોતાના દોષો તે વીણે છે
'જયણા'ના ચરવળાથી–રજોહરણથી
જીવનદોરોને સદાય હાંકે છે
ચારિત્રથી સ્ફટિક સમા ઉજ્વળ થઈ
આ જીવન અહિંયા જ સ્વર્ગ ઉતારે છે

* * *

કોઈ જાતના અહંતત્વો
જૈનના ઉજળા પ્રતાપને ઢાંકી શકે નહિ
સત્યથી જ યતા મળતી હોય
તો જીવનરનો કઈ તેને મોહ નહિ

* * *

જૈનનું જીવન એક મહા શાન્તી—
અનંત લડાઇ જેવું છે
અને તેજ વખતે લડાઈના ઉકલતા તણખાને
શાંત કરનાર હિમઝરણ પણ છે

શૌર્યના અભાવે
શાંતિના બુરખા પહેરનારાઓ!
સાંભળો છો?
કાન ચોકખા કરી જરા સાંભળો!
"જૈન" કદીય નમાલી શાંતિમાં
માનતો નથી
સ્મશાની શાંતિ તને પ્રિય નથી
ચેતનભરી શાંતિનો એ જગજૂનો આશક છે
જૈન તો એવી શક્તિભરી શાંતિનો ખાણ છે
ભક્તિમૈયાના મંદિરનો
એ અનન્યકાળનો ભવ્ય પૂજારી છે
શક્તિનો એ પૂજારી હરનિશ શક્તિને શોધે છે

વૃત્તિને શોધી તેના પર સયમની મ્હ મૂકી
અખડ, વીરોચિત શાન્તિ જાળવે છે
જગની ' કદર ' એ કરી જાણે છે ને
જૂનીની ' નબળાઈ 'ને પણ સમજે છે
નવીની મનોદશા, જગતના દર્દો ને
દુનિયાના પચરગી જખમો
જોવાનું જેનામાં ' જીવનુ ' હૃદય છે
એ જખમોને રૂઝવવા–મલમપટા કરવા
તે ઉગ્ર તપશ્ચર્યા કરે છે

* * *

જૈનની સ્વીકૃત ગરીબીમાં સતોષની છાયા
તેની તવગરાઈમાં ગરીબોના હિસ્સા છે
એ રાજા છે ' મન 'નો
સત્તાની ગધ વગરનો
સેવક છે સૌનો–
ગુલામીખત લખી નહિ દેનારો !
સુખદુઃખમાં તેની સમદૃષ્ટિ છે
પુણ્ય–પાપને પારખવાનો વિવેક છે
તેના આનદમાં વિલાસની છાયા નથી,

એની ઘોષણા–સુરોમાથી જ
ઘેરઘેર વીરનરો ને વીરાગનાઓ પાકે
નિર્માલ્યતામાથી પ્રખર શક્તિના
મહાન્ ખારકસો ઊભા થાય

* * *

ઉપદેશ કરતા આચારમાથી જ જૈન
સૌને સુંદર દૃષ્ટાંતો પુરા પાડે ;
આપભોગના અખતરાઓથી જ
જગતને ત્યાગનો મહામત્ર આપે

* * *

દરેક ‘ ચીજ ’ ને જૈન નવા રૂપો આપે
દરેક ભાવનાને તે નવુ ‘ તેજ ’ અર્પે
કુદરત સાથે આનદથી વાતો કરે
પ્રકૃતિને ‘ પોતાની ’ કરી નચાવે
ચેતનને સાથી બનાવે, ને
પ્રકૃતિને હાથમા રમાડે તે સાચો જૈન

* * *

જીવનની મીઠાશ ને પ્રાણનો
જૈનમા વિરલ સયોગ છે
એની ચતુરાઇ ને રમણિય છટામા
આત્માની મહા ઓળખ છે
વિવેકભરી દયાથી દ્રવે તે જન
ન આત્મરિપુને હણનારો તે સાચો જન,
એક હાથમા મધુર કોમળતા, ને
બીજામા વીરની તેજસ્વી શૌર્યતા
જ ને ભાવનાનો એ પોષક છે

* * *

જૈનના પ્રેમને બધન નથી
કુળ કે કોઇ દેશના,
જગત્-મૈત્રીથી ય પર દૂર દૂર
દેતર દુનિયામા ય ખેલે છે–પ્રેમ બાધે છે
નિદકની વાણીથી 'જૈન' નિસ્તેજ થાય નહી
પ્રશસકના ફૂલોથી દબાઈ જાય નહી
એ તો નિદા ને પ્રશસા, બેયના મૂળ તપાસે છે
મૂળમાથી થડ જોઇ ભાવી ફળ વિચારે છે

એનુ ઉછળતું વીર્ય નૂતન ફિ સુરી રચે છે
સડેલી, વિનાશક રૂઢીઓને દૂર ફેંકતા
સમાજમા ઓર ક્રાન્તિ પણ લાવે છે

* * *

જૈન જડ યંત્ર નથી, જીવતો મનુષ્ય છે,

ચેતનવંતો જાગતો એ પુરૂષ છે
ધમકતો પ્રાણ ને સંયમ બન્ને સાથે તેનામા
વસે છે

ધમકતા પ્રાણને જીવન જેમ બાળવે, ને
સંયમ પથે 'પરિગ્રહ'ની ગુલામીને

ઓગળોળ કરી દૂર ફેંકી દે
પોતાના જીવન માટે જૈન બહુ જ
ઓછા પરિગ્રહ ઓછી 'જરૂરીયાત' રાખે છે
અને પોતાના દરેક કર્તવ્યના
નિર્મળ હેતુ ને નિર્દોષ સાધન તપાસે છે
જગતને પોતે શું 'સુંદર' આપ્યુ ?
એ તેનુ સનાતન ગણિત છે,
"સુંદરતા"ના જ બસ દિવ્યતાના જ આંકડા
વધારવા
એ જૈનનુ અનંત જીવન-સંગીત છે

* * *

જીવનમા જેવી ગર્વિષ્ઠ,
તેવા જ ગૌરવભરી માનવના મૃત્યુમા મ્હાલે છે
મૃત્યુની નિરતર ભીતિમા જ
માનવતાનો અભાવો જૈન જુએ છે
અહિંસાના નામે એ ભીરૂતાને ન પોષે,
આધ્યાત્મિકવૃત્તિના નામે કાયરતાને ન ખીલવે
સતોષને નામે કતવ્યની શિથિલતા ન સેવે.
'રૈગગી'ના નામે જૈન આનદને દેશવટો ન જ દે

* *

જૈનના જીવનની પ્રેરક ગગા
અનેકના જીવનને ફૂલરૂપ બનાવે,
સસારના તુચ્છ પ્રપંચો છોડી
આત્માના મધુર સગીત ગાવાની ધૂન ચડાવે
વિશ્વમા સાચા ધમનો પ્રચાર કરવા
'જૈન સસ્કૃતિ'ના થાણા ઠેરઠેર જમાવે,
જૈન-શબ્દથી ન ભડકવાનુ કહી
જૈન-ભાવનાનો વિશાળ અર્થ સૌને સમજાવે

* * *

જૈનની દિવ્ય દુનિયાને છેડો નથી, અંત નથી
તેની ભવ્ય ભાવનાને કિનારા નથી
શક્તિને તળીયા નથી,
સૌનો અંત છે એકમાં—
કેવળ જયની, વિજયની-સિદ્ધિની પ્રાપ્તિમાં

* * *

જૈનની સૂક્ષ્મ દૃષ્ટિએ
'જ્ઞાનયોગ' એ જ મુક્તિનો જ્વલંત દીપક છે
'ભક્તિયોગ'ના શિખર પાસે જ
જ્ઞાનયોગની તળેટી સૂતી છે
તેથી ભક્તિયોગ'ના બારે વિસામા વટાવી
જ્ઞાનનું પ્રથમ પગથીયું ચડે છે
જ્ઞાનયોગના બધા પગથાર ચડયા પછી જ
સિદ્ધશીલા માટે જ એ છે-સાધવા એ મથે છે

**મા**નુષી નીતિના કાટલા
જૈનને મન અધુરા છે, ઠગારા છે
તેથી બીજાના ધોરણ (Standard) પર
પોતાના આનંદને જૈન હરગીજ લટકાવે નહી

*   *   *

ઉંચેથી ગરૂડ શી વેધકદષ્ટિ ફેકી
દુનિયાને જૈન તપાસે છે
બે-સુકાની દુનિયાને ચોમેર ગબડતી જોઇ
ખડખડ હાસ્ય એ છોડે છે
વિચારોમા અખંડ આશાવાદ પ્રેરી
અહર્નિશ હૃદયબળ વધારે છે, ખીલવે છે
આત્મા ને દેહની તંદુરસ્તી માટે એ
આરોગ્યથી ખૂબ કાળજી રાખે છે
કારણ! જૈન સમજે છે કે–
મૂડદાલ શરીર ને આત્મા–
વજ્ર શા આદર્શો પચાવી શકે જ નહી,
લડાયક શક્તિ ને સ્વરક્ષાની તાકાદ વિનાં
સાચુ spiritual strength આત્મબળ

મનુષ્યમા આવે જ નહિ ટકે નહી (તેથી)
શરીરને કસવુ એ પણ એક આત્મધર્મ છે
આત્માને વસવાના પવિત્ર મંદિર સમા
શરીરને સાબૂત રાખનાર સાચો આત્માર્થી છે

* * *

દુનિયાના ઠગારા આકર્ષણો
જૈનને પળવાર પણ આજી શકે નહી
કારણ તે સમજે કે–
બહુ 'નખરા' તો બજારૂવેશ્યાને જ હોય
રાજમહેલની 'રાણી' ને–સુંદરીને તો
ચામડી સાથે જ સુંદરતા જડી હોય !

* * *

જૈન' વ્યવહાર 'ને ત્યાસુધી જ માને-સ્વીકારે કે
જ્યા સુધી આત્માને બાધક એ ન નીવડે
સૌ ધર્મોને સમાન પ્રેમથી તે જુએ છે,
અને પોતાના આત્મવિકાસમા સ્હાયક બને,
એવા ઇષ્ટ, સ્યાદ્વાદ ધર્મને એ પોષે છે

* * *

જૈન 'લખવા ખાતર' લખે નહી,
બોલવા ખાતર બોલે નહી,
જીવનખેલો ખેલતા જ સહજ કાંઈ લખાઈ જાય
ખેલો ખેલતા જ સ્વાભાવિક બોલાઈ જાય
જૈનની વાચા એ અનુભવનુ જ્ઞાન-સત્ત્વ છે
અને અર્થહીન વાચામાંથી' સરેલા શબ્દો તો
કૃત્રિમ ક પનાના કાચા રંગો છે
તેથી પંડિતદશાને—વાચાળતાનેપાછળ મૂકી
'બોધકથા' તે સ્વીકારે છે
વિસંવાદી જીવનને બાળી
સંવાદી જીવનના તાર ઝણઝણાવે છે

* * *

" ડૂબતાને તારે તેજ સાચો ધર્મ "
એટલુ જ માત્ર જૈન શીખે છે
આત્મ ' સ્વાતંત્ર્ય મંદિર 'ના પાયા નાખે
એજ તેનો ઇષ્ટગુરૂ છે

* *

સદ્‌ભાવ ને ભાવના હૃદયમાં તુરત ઝીલે છે,
વ્યવહારિક જીવન કરતાં
આદર્શમાં તે બહુ ગેલો છે, રમે છે
દુર્ગુણીની દયા ખાઈ
સગુણીની નિરંતર પૂજા કરે છે
વ્યક્તિ-સ્વાતંત્ર્યમાં ખેલી
સ્વચ્છંદતા સામે હરનિશ બળવો જગાવે છે
'વ્યસન' કે 'સુસ્તી'
'જૈન' માટે કદીય સર્જાય નહીં
એ બંધનો પાળે, નિયમો જાળવે,
પણ આત્માને બાધક-આત્મતેજને હણનાર
નિયમોને ફેંકતા તેને વાર લાગે નહિ

* * *

આત્મશ્રદ્ધાના નાવમાં બેસી
નિડરતાથી લાંબી સફરો ખેડે છે
વિવેકના વાવટા નીચે
પોતાના વ્યક્તિત્વને જૈન જમાવે છે, ચમકાવે છે
રાગદ્વેષથી દૂર, ને

કર્મરિપુના સંહારક
અરિહંતનો એ સાચો ઉપાસક છે
ઉપાસ્યને ભેટવા કે ! અરિહંત બનવા,
સર્વ યત્નો એ અજમાવી ચૂકે છે

* * *

અનંતજ્ઞાન, અનંતદર્શન
અનંતચારિત્ર અવ્યાબાધ સુખ
અક્ષય સ્થિતિ ને અરૂપીપણું,
અગુરૂલઘુ અનંત વીર્યના
ધારક 'સિદ્ધ' પ્રતિ-મુક્તાત્મા તરફ
જેનની દૃષ્ટિ દોડતી છે, સિદ્ધિને પામવા નથી છે

* * *

પંચેન્દ્રિયનો નિગ્રહ કરે, ને
પાંચ મહાવ્રતો—
પ્રાણાતિપાત ને મૃષાવાદ,
અદત્તાદાન ને મૈથુન અને પરિગ્રહ વિરમણવ્રત
જે મન, વચન, કાયાથી પાળે છે,
પાંચ આચારો શુદ્ધ દિલે આચરે છે,

ને પ્રેમપૂર્વક આચરાવે છે
તે 'જૈન' નો પ્રિય આચાર્ય છે ગુરૂવર છે

* * *

'જૈન' દયા કરે છે–ખૂબ દયા કરે પણ
બકરાને કપાવી–
કસાઈને અભયદાન ન દે! રે ન જ દે!
પારકાના જોખમે પોતાના અખતરા ન કરે
ગરીબોના લોહીથી પોતાના બગલાન જ ચઢે.

* * *

સામા ય જનસમુદાય (Masses) ના ટોળા
જૈનની કોર્ટમા–મનોમદિરમા
રમતા મૂછાળા કીકલા, બાળકો જેવા છે
એમના–દુનિયાદારીના ડહાપણ
Logicના તરગી શિખરો
જૈનની જ્ઞાન તળેટી નીચે ગબડતા હોય
'વ્હાઈટ વોશ' ની કળામા
જૈનના જમે પાસે મોટુ મીંડુ ૦ છે
જેવા હોઈએ–તેવાજ દેખાવુ,

એજ તેના નિર્મળ હૃદયનું દર્શન છે
શ્રાવકના બાર વ્રતોના સ્થૂળ દૃષ્ટિએ
પચ્ચખાણુ લીધા હો વા ન લીધા હો!
પરંતુ "આતર અવિચળ પ્રતિજ્ઞાવાન્" હોવાથી
Instinctivly સ્વાભાવિક જ
જૈન એ વ્રતો શ્વાસની સાથે પાળતો હોય
મનોમા લેશમાત્ર દોષ આવતા
તુરત આત્મસાક્ષીએ પ્રાયશ્ચિત પણુ કરી લે છે

* * *

જાણતા અજાણતા થયેલી,
ભૂલોની માફી તે માગે છે,
પણુ માફી માગતા પહેલા
માફીનું કારણુ જાણુવા પ્રયત્ન છે
કારણુ જાણીને પોતાને 'નોટીસ' આપે છે
પુન ભૂલ ન કરવાની
સંપૂર્ણ સાવચેતી રાખે છે,
ને પછી સામાની ક્ષમા અંતરથી યાચે છે
લોકોની બાયલી સહાનુભૂતિ ખાતર—
આડરોને ગમતા વ્યવહારીયાઓને પ્રિય થવા,
નહીં કરેલા અપરાધની પણુ નબળાઇથી

આમ થાકી પોતાના આત્માનું
'લાયબલ' જૈન હરગીજ નહીં કરે ન જ કરે!
આત્મદ્રોહ જૈનની પ્રકૃતિમાં ન હોય!

* * *

વેવલાપણું કે સ્વાર્થીપણું,

તુચ્છતા, અહંકાર કે ખટપટ
એ સૌ ડાકિણીઓ જૈનથી દૂર હોય!
સંસારના આ કપટમય પડદા પર પણ
સરળતાથી શુદ્ધિપૂર્વક રહેવામાં-ફરવામાં,
જીવનમાં જીંદગીની પૂણી 'જૈન' રહેલો છે!
'જીવનકળા' ખીલવવા તપ તપે છે
તપીને, અંદરની ને બહારની દુનિયાને
એકતાન બનાવે છે મધુર ને દિવ્ય બનાવે છે
સદાય આંતરશુદ્ધિ કરી પાત્રતા કેળવે છે,
પોતાની પાંગરતી શક્તિઓને કેન્દ્રિત કરી,
ચોક્કસ ધ્યેય તરફ વાળે છે
ધ્યેયને સાધવા ઉગ્ર તપસ્યા આદરે છે
ને! ફના થવાની ખુમારી સાથે
ઉત્સાહપૂર્વક ઊંડું મંથન એ માંડે છે,
ને સિદ્ધ કરે છે કે—
પ્રામાણિક-સાચી સાધનાને કશું ય અસાધ્ય નથી

મુક્તિના માર્ગોની શોધમા જ
ખરચાઇ જનારને મુક્તિ સુંદરી વરેલી જ છે,
'જીતવાની ખુમારી 'મા જ મૂક્તિનો વાસ છે
અને મુક્તિને સાધવાની-મુક્ત થવાની
તાકાદ હરકોઇ ' આદર્શ જૈન 'મા ભરેલી છે
એ સાધકને આદર્શ ' જૈન ' નામ આપો,
કે આદર્શ 'વીર' કહો બન્ને સરખુ છે

* * *

યોગી, યોદ્ધો ને પ્રેમી
ત્રણેનો મનહર સગમ તે જૈન
એ ત્રણે ધાતુની જ્વલત મૂર્તિ તે આદર્શ જૈન

* * *

શાંતિ, શાંતિ
ઓ પ્રિય જૈન ! સૌમ્ય સ્વરૂપ !
તુજ દર્શને સહુ પાવન થાય
પતિતતાના પાતાળમાથી દર્શનાર્થુ
અભ્યુદયના અમરલોકમા ઉડે

* * *

જગતના હજારો-લાખો પ્યાલામાથી,
જૈનનું આવું એકાદ જ મૂલ્યવાન
મીઠુ ને તેજીલુ મિશ્રણ મળે મૂર્તિ ઘડાય

એ આદર્શ જૈન, ઉંડે વહેતીયતુ ઝરણાના નીરે
પ્ર તના દિલ રોતારે દુનિયાને અમીના ભન દે
વિશ્વને ગુલાબી પરાગ આપે,
સંસ્કારબીની ઉર્મિઓ, પીનારમાં જગાડે
ને જીવનમાં મુધાનું સિંચન કરે
હાહા Masses માંથી
હે કોતર પુરૂષ-જૈન
આવા આદર્શ જૈનો-વીર પુરૂષો
દુનિયામાં બહુજ ઓછા છે રે ! દુકાળ છે

* * *

જૈનધર્મ એ, બધાને માટે
વિશ્વના સમસ્ત માનવ સમાજ અને પ્રાણી
માત્રને માટે,
થાકયા પાકયાનો સુંદર વિસામો છે
Most Glorious
કાંતિવંત આશ્રયસ્થાન છે
આદર્શ જૈનો-આવા તેજસ્વી પુરૂષો
પકાવવાની એ મહાન શાળા છે
જગતના સર્વે ધર્મોનું
એજ સંગમ સ્થાન છે, અંતિમ એજ સાધન છે
જય હો ! જય હો ! 'જૈન' તારો !
અને એ ભાવી વિશ્વધર્મ-જૈનધર્મનો જય હો !

# જૈન ભાવના

(આદર્શ જૈન પ્રતિપળે આ ભાવના ભાવે)

ઓ પ્રિય જૈન
મારા નિજસ્વરૂપ
આનંદમસ્ત યોગી !
સાંભળ ! ઓ મુજ આત્મા, સાંભળ !
દુનિયાની સર્વે સમૃદ્ધિ ને ખજાનો
તું જ છે ! ઓ હસતા બુલબુલ !
જગત્ તારૂં-મ્હારૂં જ સર્જેલુ છે
વિશ્વ માત્ર મારી જ કલ્પના-વિચાર છે
મનના વિચારો જ મૂતસ્વરૂપ પામે છે,
એ સ્વરૂપ એટલે જ આ દુનિયા.
હું જ દુનિયાનો સરજનહાર છુ, હું જ કર્તા છુ
વિશ્વ મારો બાગ છે, હું તેનો માળી છુ

બાગનો માળી જેવા ફૂલોની કલમ રોપશે,
તેવા જ ફૂલોની સુગંધી જગતમાં ફેલાશે
જગત મારૂં છે—કોના પર હું દ્વેષ કરૂં!
જગત મારૂં છે—કોની સાથે મૈત્રી ન કરૂં!
જગતના સહુ જીવો! ઓહ પ્રિય!
તમે સૌ મારા આત્મસ્વરૂપો છો
એકજ માટીના આપણે પૂતળા છીએ
વસ્તુના નામ માત્ર જૂદા છે, પરંતુ વસ્તુ એક છે

* * *

હે જગતના જીવો! તમે સહુ મારા પ્રિય
બાંધુઓ છો, બધા જ ગહન બંધુઓ છો
ભાઈના સુખ દુખમાં ભાઈનો હિસ્સો છે
પ્રિય આત્મસ્વરૂપો! કાં રઝળો છો?
આ 'બહાર'ની દુનિયામાં? છી છી. '
તમે તો દિવ્યતાના ગહનો! ચાલો
જગતવ્યવહારના ભારથી, ને બંધનોના બોજાથી
કચરાઈ ગયેલાઓ! વ્હાલા ભાઈઓ! ચાલો
ચાલો 'દિવ્યતાની' ખોજમાં—

દ્રષ્ટિ બહારથી ખેંચી-' અંદર ' અવલોકીએ !
અંદરના દેવમંદિરમાં આવશો તો,
તમને અંતર્યામિનો અવશ્ય ભેટો થશે
આવશો ?

* * *

આહા ! સર્વ સુખ ને શાંતિ અંતઃકરણમાં છે
તેથી અંતઃકરણમાં જ ચાલો શોધીએ
તુજ-હુંજ આહ્લાદ, સુખ ને જ્ઞાનનું પુંજ છે
જગતમાં કાં શોધે ? ઓ ભૂલકણા !
એ 'મેળવેલી' વસ્તુ છે-મેળવવાની નહીં માત્ર
'મેળવેલી'ને પ્રગટાવવા પુરૂષાર્થ મારે કરવાનો છે
ઇચ્છાઓમાં ગુરૂત્વાકર્ષણ જેવી પ્રબળ શક્તિ છે
શુભ ઇચ્છા શુભકાર્યને હંમેશ ખેંચે છે
વિચારોમાં મહાશક્તિ છે,
ને દુનિયાના ઘાટો 'પોતા' જેવા જ ઘડે છે
વિચારોમાં પુનર્જીવનની સુંદર કળા છે
વાતાવરણમાં એ નવનવી ભાત પાડે છે
તો પછી જગતને હું શા માટે—
મારી દિવ્યદ્રષ્ટિ, દિવ્ય વિચાર,

ને દિવ્ય ભાવનાથી 'દિવ્ય' ન કરે?
ઓ આત્મસ્વરૂપો! ચાલો, દિવ્યતાના પંથે

* * *

"મનુષ્યત્વ"ની હું દીક્ષા લઉ છું—લીધી છે

દિવ્યતાના પથે હું પડુ છુ
આત્માની જ્યોતિ જોવા
એ મુક્તિના મનોહર શિખર પર હું ચડુ છુ
આશા ને પ્રભુતામય દૃષ્ટિથી, અડગ પગલે,
શ્રદ્ધાભર્યો હિવે હું સિદ્ધિના શીખરે ચડુ છુ
પ્રભાતની આશાપ્રેરક તાજગી લઇ
સધ્યાના ઠગારા રંગોને પીઠ દઇ
હું મુક્તિના પર્વત ઉપર ચડુ છુ
માર્ગો કઠિણ છે—પણ ધ્યેય સુદર છે
કઠિણતાને સુલભ કરવી, એ તો મારો ધર્મ,
વીરધર્મ જ છે ને!
માનવદેહ મોક્ષસાધનાનુ ફળદ્રુપ ખેતર છે
ઋતુએ ઋતુમા સત્કાર્યોના મોલ જેટલા
બેસશે—તેની સાધના જીવનમા ફળશે

* *

આત્મા-પરમાત્માના દીર્ઘ ચિંતનમાં હું
'ડુબી' રહી બહારની સકળ ઉપાધિને ઉવેખીશ,
ત્યારે જ 'દિ સુર'ની મધુરી તૃપ્તિ
હું પેટ ભરી ભરીને અનુભવીશ
અનંતની સાથે સંપૂર્ણ
'તાદાત્મ્ય' સાધીશ–એક થઇશ 'જડ'ને ભૂલી
સાક્ષાત્ સ્વયંભૂ–તેજનો પણ તેજ હું થઇશ
સ્વયંભૂ તો છું જ–સ્વયંભૂ 'સિદ્ધ' કરીશ

* * *

મારી જીવનલીલા હું સદાય વિસ્તારીશ
એ લીલામાંથી બળ ને શાંતિ મેળવીશ
દરેક ક્રિયાઓની સાર્થકતા–
સમજવા રાતદિન હું પ્રયત્ન કરીશ,
'સ્વીકારવા" પહેલા સમજવાનું ચાહીશ
મારા સ્વસ્વભાવમાં હું મસ્તીથી 'રમણ' કરીશ,
અને આનંદસ્વરૂપની ભાવના ભાવી
આનંદ'–પરમાનંદ પ્રાપ્ત કરવાનો પ્ર   કરી
મારો આનંદ કોઇ છીનવી

મને 'બીજો કોઇ' આનંદ આપી શકે નહીં,
હું જ મારા આનંદ સુખનો સૃષ્ટા છું
દરેક ધાર્મિક કૃત્યો હૃદયના ઉમળકાથી કરીશ
મારી મુખમુદ્રામાંથી જ દયા ને શાંતિ વહાવીશ
યતનાપૂર્વક દરેક વચન બોલીશ
સાવચેતીપૂર્વક સ્વતંત્રતાથી દરેક વિચાર હું કરીશ
લોકૈષણા કે નૈતિક નિર્બળતા
મારા સત્ય-કથનને કદાપિ હારી શકે નહીં
પરિગ્રહનો ભાર, મને કચરી શકે નહિ
કે ચિત્તની શાંતિને કોઈ ડહોળી નાખે નહીં

* * *

હું રાતદિન જ્ઞાનપૂર્વક જાગ્રત રહીશ

* * *

હું હમીશ-જગતને ખૂબ હસાવીશ

હસાવી હસાવી સૌને આરામ આપીશ
આત્માની પ્રસન્નતા ચિરકાળ ખીલતી રાખી
એ શીતળતાના આરે સૌને વિશ્રામ આપીશ

મિત્રની ઇચ્છા ને દુશ્મનની ઇચ્છા,
બેયને 'મારી' પોતાની સમજી એકતાર થઇશ
ને અભેદમાર્ગનો સાચો પ્રવાસી બનીશ
આત્માનું બહુમૂલ્ય રસાયન લઇ,
'સત્ય'ની શોધમાં દશે દિશાઓમાં વિચરીશ
દરેક વસ્તુ પર પ્રભુતાની સુંદર છાપ મારી
પ્રભુમય દૃષ્ટિથી હું દોડીશ
પ્રતિપળે હું સર્વજ્ઞ–સર્વશક્તિમાનની
શક્તિ મારામાં ખેંચવાની ભાવના ભાવીશ
સર્વજ્ઞ–સર્વશક્તિમાન મારાથી દૂર નથી,
પણ મારા અંતરમાં જ એ દેવાધિદેવ
શાંતિથી બિરાજેલો છે
આ જ્ઞાન હું ઘુંટીઘુંટીને હૃદયમાં રાખીશ

* * *

હું દરેકના દરેક દોષ સાવ ભૂલું છું
મારા જીવન-આદર્શોને જાગતા રાખું છું
મારી શાંતિને કોઇ ભરખી શકે નહીં
એવી શાંતિના સૌને ભાગીદાર બનાવીશ

આત્મવિકાસના રૂપેરી અજવાળાઓ
હું સૌના પર ઉદારતાથી પાથરીશ
પ્રેમભાવનાના મીઠા સરબત સૌને પાઈશ
આત્મશુદ્ધિની ચાદનીની ઠંડક સૌને આપીશ,
ને સૌને સારા આશીર્વાદ દઈશ !

* * *

રાગદ્વેષની જાળને દરિયામાં દૂર ફેંકીશ

અખંડ આશા ને ઉત્સાહનું ખાતું રાખી ફરીશ,
દરેકમાંથી હું 'મારૂં' દર્શન સદાય શોધીશ,
ને હું 'મને' બરાબર સાંભળીશ
એ સાંભળેલા શબ્દો —
એ મારા સુંદર વિચારોને સમજી હું
મનુષ્યજાતિ વચ્ચે છૂટથી વહેંચીશ
હું મારા કર્તવ્ય પર 'કરડી' નજર રાખીશ
હું જ મારો ન્યાયાધીશ, જ્યુરી ને
અપીલની છેલ્લી હાઈકોર્ટ છું
હું જોઉં છું, સાંભળું છું, જે કંઈ વિચારૂં છું,
બોલું છું કરૂં છું ને જેમ રહું છું,

તે બધુ મારા આત્મક યાણુ માટે ને
વિશ્વકલ્યાણુની દૃષ્ટિએ જ કરૂ છુ !
કયા છે વિશ્વમા વિશ્રામ ?
સજીવ ચેતનાત્મક બળપ્રેરક વિશ્રામ ?
કયા છે ? એ અન તશાતિની શોધમા હુ ભમુ છુ
મારૂ મન પવિત્ર છે, તો
મારો-તારો-સકળ વિશ્વનો આત્મા ચઢે છે
ચઢે છે કે પડે છે–
તે જાણુવુ એજ જીદગીનુ ' નૂર ' છે
એ જ સાચુ આત્મજ્ઞાન છે

* * *

હુ જપુ છુ, અનત કાળથી જપુ છુ
એ પરમ પુણ્યપ્રકાશને !
આત્મિક પ્રકાશના
સાત્વિક સ્વરૂપને હુ નિમત્રુ છુ
ઓ સમ્યક્ જ્ઞાન-પ્રકાશ આવ !
ઓ પ્રેરણાદાયી પ્રકાશ આવ આવીને ઉજાળ !
એ પ્રકાશ, મુજ પથિકની
મોતી મૂડીરૂપે ચિરકાળ મારી સાથે હો !

* * *

હુ શુભદર્શી સદાય Optimist છુ
ને Optimistic ભાવના જ હરનિશ ભાવુ છુ
આત્માની છુપી શક્તિઓને દેખુ છુ
આત્મબળ ખીલને એ જ શક્તિને પૂજુ છુ
ઉપયોગપૂર્વક શક્તિની ખોજ કરૂ છુ
શોધીને એ શક્તિથી સૌને શીતળતા આપીશ,
એ 'પ્રકાશ'થી સૌને રસ્તો બતાવીશ
મારી ઉત્ક્રાતિ ભવ્ય એકાતમા જ છે
એકાતમાજ મારા 'સૂરો' મને સભળાય છે
Med tation ધ્યાનથી પવિત્ર થઇશ,
ધ્યાનથી જ આત્મસતોષ મેળવીશ,
ધ્યાનથીજ મને પોતાને હીપ્નોટાઇઝ' કરીશ
'મને કોઈ વસ્તુ અસાધ્ય નથી'
એજ મારા ધ્યાનનો ધ્રૂવ' તારો છે
સકલ્પ માત્રથી જ—દૃઢ સકલ્પથી જ
હું મહાન સમૃદ્ધ થઈ શકુ છુ
એ જ્ઞાન મ્હારામા હુ ભરીશ

...ા ! મનોની આગળ વિવેક-જ્ઞાન વહેતુ હો !
...મરી હયાની પહેલા સાચુ જ્ઞાન ઝરતુ હો !
...મો ધર્મ સ્વતંત્રતાની પરિસીમા છે
તેથી મારી અનંત આંખો
અનંત દર્શનના બળે
સિદ્ધશીલા-મુક્તિ સુંદરીને વરશે,
વરીને ચિરકાળની શાંતિ પીધા કરશે

* * *

આર્યત્વના ઝગઝગતા શિખરનો હુ મુકુટ છુ
નમેનસમા દૈવતવાળા
ઓ માનવ પ્રાણ ! તુ કેટલો અદ્ભુત છે ?
સ્વભાવે તુ દેવ સમો છે-થઇ શકે છે
તુજ મહાન શક્તિ છે,
દિવ્યતાનુ મનોહર મંદિર તુજ છે,
પ્રભુતાની ઊંડી ગુફા છે,
તુ જ જગતને ચેતના આપી શકે છે
તુજ અજ્ઞાનસાગરમા દિવાદાંડી સમ ચમકી
તુજ વિશ્વને જીવનનુ સાચુ ધ્યેય આ...

રે ! તુ-તુજ એ પવિત્ર આત્મા !
જગતનુ સાચુ મધ્યબિંદુ છે।
મધ્યબિંદુથી તુ જગતને ચોમેર ફેરવી શકે
જગતનો બ્રહ્મા તુ જ હોઈ શકે, રે ! હુ જ છુ
મારા પવિત્ર વિચારો પર
મારૂં સંપૂર્ણ સ્વામિત્વ કેળવી
હું 'મને' શ્રદ્ધાથી ભરીશ–શ્રદ્ધાથી નિહાળીશ

* * *

'પોતામાં શ્રદ્ધાળુ આત્માઓ !
બોલો ! જગતને આપ કેવુ રૂપ આપશો ?
જગત આપણા કલ્પનો જ માત્ર ફોટો છે,
આપણા વિચારોની જ એ પ્રતિકૃતિ છે
વ્હાલા આત્મસ્વરૂપો ! આવો !
આપણે સદાય અંતરના ઉંડાણમાં શ્રદ્ધાપૂર્વક
વ્યક્તિગત ભાવના ભાવીએ કે —

* * *

શ્વેત મંજરી જેવુ નિર્મળ,
વિશુદ્ધ નિર્દોષ ને પવિત્ર જીવન હુ જીવીશ

એ ઘડી ઠરી જવાનુ જગતને મન થાય,
એવો જીવનનો શીતળ વિશ્રામઘાટ બાંધીશ
ઉકળેતી દુનિયાને મારાથી આરામ મળે,
એવો હુ શીતળ આંબો બનીશ
સત્ય ને અહિંસાથી આત્માને પખાળીશ.
પ્રેમ ને પ્રભુતાથી વિશ્વ પર શાસન કરીશ
જગતના કલ્યાણથી ધૂન પહેલા
મારૂ 'નિસ્વાર્થ' કલ્યાણ સમજીશ
કારણ? જ્ઞાન વિનાનો ગુરૂ
દુનિયાને શાપરૂપ છે સાધુતા વગરનો સાધુ,
અને માનવતા વિનાનો માનવી
જગતને ભારરૂપ છે

* * *

પ્રિય સરકારની વ્યાપક ને
દિલભર હુ પૂજા કરીશ
હુ 'મને' પોતાને સંપૂર્ણ વફાદાર રહીશ-કારણ!
પોતાની વફાદારી એજ મારા જીવનજહાજનો
ધ્રુવ છે!
મારી ઝુંપડીમા મને મિથશ છે

બીજાના મ્હેલો મને નકામા છે
અંતરના અણુયે અણુમાં
અનુકંપા ને દયાદ્રતા હું સંઘરીશ
વિચાર, વાણી ને વર્તનથી
કોઈને મારાથી રજ માત્ર દુઃખ ન હો!
સંભાળીશ!

*   *   *

સંસારના કરુણ, રૂદનો હું સાંભળું છું
સ્હાયે જવા હું દોડું છું
પણ 'જગત ઠગાળ છે—મારી
સ્હાય માટે સદાય પાગળું છે'
એમ સમજી જગતનું અપમાન હું કેમ કરૂં?
સ્હાય કરીશ—પણ તે દોડાવવા માટે,
પાંગળાને વધુ પાંગળા બનાવવા નહીં

*   *   *

ધર્મ એ મારે માટે છે
હું ધર્મને માટે નથી
મારી 'દિવ્યતા' પ્રગટાવે તેજ મારો ધર્મ!
દિવ્યતાનો સાક્ષાત્કાર કરાવે એ જ મારો ધર્મ!

પ્રિયમા પ્રિય વાસનાને 'વીંધવી'–એ મારૂ કર્મ !
શુષ્ક પ્રાર્થના કે પશ્ચાતાપના બખેડા નહીં
પરતુ માનવતા પર દેવત્વના
'સિહાસન' રચવા એજ મારો આદર્શ '
તુચ્છ વાદવિવાદો મને પસદ ન હો !
મારે તો સિદ્ધાતોને જીવનમા પચાવવા' છે
મોક્ષના સાક્ષાત્ દર્શન કરવા છે,
મોક્ષની શાબ્દિક ફ્રી મો નહી
નિર્વાણનો પ્રકાશમાન પથ શોધવો છે,
નિર્વાણના 'નવરા' તડાકા નહી
ચકાવા લેતી જગતની માનસિક તુલા
સ્થિર કરી વિજય હુ જરૂર વરીશ,
ને મૃત્યુ પછી આલોક ને પરલોકમા
મીઠી સુખદ યાદગીરીઓ ઉભી કરીશ

* * *

લોહીથી છાતીપર હુ લખુ છુ
" કરીશ ના કોઇથી કે કશાથી "
આ ક્ષણેજ નિડરતાપૂર્વક કામ કર !
ગમે તે પવિત્ર કાર્યોની પાછળ

કોઈ અદ્રશ્ય શક્તિ તારી સ્હાયે ઉભી છે
હું વિચારો જેવું વર્તન રાખીશ.
સ્થળે સ્થળે જ્ઞાનની પરબો બાંધીશ
સુજનતાની દિલખુશ લ્હેરો ચોમેર છોડીશ

* * *

અખૂટ શ્રદ્ધા ને અનંત ધૈર્યથી,
સહાનુભૂતિ ને વિશાળ દ્રષ્ટિથી
જગત પર હું કલ્યાણ પગલાં પાડીશ
જીવન અને કાળની પ્રત્યેક
અવસ્થાને પવિત્ર માની હું પૂજીશ
દરેકમાથી છુપું સૌંદર્ય ભગ શોધીશ.
મારો પ્રેમ જગતના ઝેરો પીશે,
ને ઝેરો પીતા તે જગતને જીતશે!

* * *

હું શાંતિ શોધું છું—શાંતિ ક્યાં છે?
નિર્જીવ શાંતિ નહીં
મનુષ્યત્વને હણનારી 'વિષમય શાંતિ' નહીં

યોગીને છાજતી પરમ શાંતિ જોઇએ,
સૈનિકને છાજતી વિશાળ શાંતિ જોઈએ,
રસમય, ભવ્ય ને 'જીવતી' શાંતિ જોઇએ!
સદાય 'યુદ્ધ વચ્ચે' ઉભા રહેવા છતાય—
છતી શક્તિએ આત્મા 'અડોલ' રહે
એવી પરમ શાંતિનો હુ ચાહક છુ, પિપાસુ છુ

*   *   *

હુ સાચો મનુષ્ય-જિતેન્દ્રિય બનીશ
એકાંતના નિર્જન સ્થાનમા
યૌવનમસ્ત મોહક સુંદરીનુ જોબન પણ
મારી હાજરીમાં ખૂબ પવિત્ર રહો!
સંયમ સાધે તે વીર—બળવાન!
સ્રીના મોહબાણથી જે ન વિંધાય તે જ સાચો
પુરૂષ!
જિતેન્દ્રિયતાની શક્તિથી હુ પાકો 'વીર' બનીશ.

*   *   *

સંસારની અસરોથી 'પર' રહી
અસરોને જ હુ 'આશ' માથી જન્માવીશ,

સંસારના મીથ્યા આડંબરો તજીશ અને
આત્માને રાતદિન જાગૃત રાખીશ
જીવનના ગઢ પાછળ નીતિની સુંદરલીટી દોરીશ
મ્હારા આનંદભર્યો જીવનને જાગવવા
લોભ કે ક્રોધ, મોહ ને માયા,
સ્પૃહા ને ઈર્ષાની ડાકિણીઓને દૂર હાંકીશ
સૌંદર્યના મોહ, કીર્તિના મદ
સંસારના લોહચુંબકો, સંશયો ને તૃષ્ણાઓ
આ બધી મોહજાળો હું તોડીશ
સંસારમાં રહીને—
સંસારીના વેષ સજીને પણ—
પ્રમોદભવનોમાં નિરંતર વસીને પણ—
આ મોહ તંતો તોડીશ-વિરાગીપણે રહીશ!
'સંસારી સાધુ' બનીશ—
ને બનાવીશ કે આનું નામ સાચો 'વૈરાગ્ય'
આનું નામ વીરોચિત 'વૈરાગ્ય'
વૈરાગ્યનો આ પણ એક ઉજ્જવળ ફોટો છે
એવું માનપણે દર્શાવી વૈરાગ્યનો સાચો આદર્શ
જનસમાજને પૂરો પાડીશ
જળમાં રહેવા છતાં હું

કમળ સમ નિર્લેપ જીવન જીવી બતાવીશ !

*   *   *

એક ડગલુ 'આગળ'—

સ્વય સ્ફૂરિત ત્યાગથી આત્મને ઉજાળીશ
જે ત્યાગ જગતને શાંતિ આપશે
સર્વત્ર અદ્દભૂત જીવનની સુવાસ ફેલાવશે
સ્નેહીઓની નાની 'ઘોલકી' (ઝુપડી) છોડી
હુ વિશ્વના વિશાળ સ્નેહ સર્કલમાં પ્રવેશીશ
સંસારીઓના સ્નેહભીના વાત્સલ્ય પણ
મને ડગાવે નહી, ડગાવી શકે નહીં
પ્રતિપક્ષીના વિષમય તીરો
મારી અનુપમ રમણીયતાને વીંધી શકે નહીં
મોહમય સસારના આકર્ષણો
અને ઓ ! તેના ભયકર વમળો !
પાછા ફરો ! અહિંયા તમારું કામ નથી
આ દરીયાવ દીલને સસાર બાધી શક્તો નથી
હૃદયનો પ્રેમ ને વિશ્વકલ્યાણ ભાવના જ
મને આગળ ધકેલશે ! ને-અહાહા !
મારા તરફ જોઈને જગતને ઓર સુધા મળશે !

સાચો 'વૈરાગ્ય' એટલે 'હૃદયનો બદલો'
સાચો 'ત્યાગ' એટલે 'અંતરપલટો'
એ ત્યાગભાવના માત્ર વેશ માગતી નથી,
પરંતુ પલટાયલા દિલનો રંગ ચાહે છે:
એવા રંગભરી કલ્યાણભાવનાનો પ્યાલો
ઉભરાઈ જાય, ને
જ્યાં જ્યાં તેના પ્રવાહો વહે ધસે-
તેનું નામ 'આગળ'! એજ 'પ્રગતિ'!
એજ સાચો ત્યાગ! હું એવો ત્યાગી બનીશ

* * *

આકર્ષણ ને નિરાકર્ષણથી હું દૂર છું
બાદશાહોનો બાદશાહ 'હું' પોતેજ છું
પ્રભુનો પ્રભુ મારી તહેનાતમાં છે
અહો! હું જ મારી 'સેવા'માં ખરો છું
ક્ષણભરની આ ભવ્ય ભાવનાથી,
હું શક્તિનો ધોધ પીનો 'મને' જોઉં છું
દિવ્યતાની શોધમાં-ભાવનામાં
પ્રકૃતિઓને ખૂદ દાસત્વ સ્વીકારતી જોઉં છું
માનવશક્તિની સંપૂર્ણ કલાઓ હું ખીલવું છું

પ્રસન્નતાની મૂર્તિ થઈ જગતમાં હું ફરું છું
માનવીની સનાતન લક્ષ્મી
ને પ્રભુતાની પરમ ઔષધિરૂપ
આશા, ઉદ્યમ ને ઉચ્ચ ભાવનાનો
હું જીવનભર પાલક છું—જીવનભર રહીશ

* * *

મારું તેજનું વીર્ય ઉચ્ચ આનંદોને શોધવા દોડશે,
ને પરમ સિદ્ધિ પ્રાપ્ત કરશે
હું અર્થ વગરના વ્યાપારથી પાછો ફરીશ
સમતોલવૃત્તિ જાળવવા હું સદાય મથીશ,
અને આત્મરમણતામાં જ જીવીશ ને મરીશ
સમાન-ગુણી સાથે મૈત્રીભાવના,
દુખી ને અજ્ઞાનજનો તરફ કારુણ્ય-ભાવના,
ઉચ્ચ જ્ઞાની-ગુણી સાથે પ્રમોદભાવના,
ને હલકાજનો તરફ માધ્યસ્થ-ભાવના ભાવીશ,
નિરંતર 'સ્વાધ્યાય'માં જવાનો હું મંત્ર જપીશ,
સઘળા કુવિતર્કોને તજી 'કાયોત્સર્ગ' કરીશ,
સર્વે જીવાયોનિને ખમાવીશ, ને
'અનર્થદંડ'થી વિરક્તિ લઈશ

Passive નિષ્ક્રિયતામાથી નીકળી
Active ક્રિયાકારક 'સામાયક'મા હુ પ્રવેશીશ
અને વિવિધ જ જીરોથી જકડાયેલા આત્માને-
જડતાથી મુક્ત કરીશ
મૂડદાળ સ્થિતિમાથી ચેત યમા આવીશ,
સ્થિતિચૂસ્તતામાથી દોડતા 'ઝરામા' વહીશ
સમથ આત્માઓની છાયામા હુ વિકસીશ,
ને સાચુ 'પરમેશ્વરત્વ' સાધીશ પ્રભુ બનીશ !
કુદરતની યોજનામા મને વિશ્વાસ છે,
મારી આત્મશક્તિમા મને સપૂર્ણ શ્રદ્ધા છે
હુ ચક્રવર્તિ છુ હુ સર્વસ્વ છુ
વિધિના પેડા હુ જ કે રુ છુ,
વિધાતાના રથનો 'હુ' જ મહા સારથિ છુ
હુ ભકત ને ભોકતા છુ
હુ પુરૂષ છુ, સાચો વીર છુ
પાકો પુરૂષાર્થી છુ મહાવીર છુ !

* * *

હુ પોતાને 'સાષણુ' Auto suggestion દઈ
મનોબળ (will to-Power) કેળવીશ

સૂક્ષ્મ વાસનાઓ !
હટો ! હટોજી ! હુ પણ સૂક્ષ્મ આત્મા છુ,
સ્થૂળ માનીને રખે ફસાતા, રે ! ઠગાતા !

* * *

મારા મૃદુ હૈયામા અહિંસાનુ અમૃત છે
મારા વજ્રકૈયામા મારી પોતાની પર
'ઑપરેશન' કરવાની ક્રૂરતા પણ છે
આ ક્રૂરતા ને કોમળતા
મારા 'શત્રુંજય' પથના બે લોમીયા છે !
હુ તો છુ મહા-વીર પુત્ર !
હુ ક્ષત્રિયનો વારસ છુ-પણ,
આશાભર્યા જીવોના જીવનસદનને ચીરવા નહીં,
પરંતુ ચીરેલાને સાધવા માટે જ ક્ષત્રીય છુ—
મારો એજ ક્ષત્રિયધર્મ છે
શત્રુભાવ સદા દ્વિધતા હુ દેખુ છુ
પાપીને નહીં, પણ 'પાપ'ને હુ ધિક્કારૂ છુ

* * *

સાત્વિક-વૃત્તિમા સદાય જાગતા રહી
તુચ્છતાને દેખી હુ દયા ખાઉ છુ

'અહં'ના દ્વાર બંધ કરી
દિવ્યજ્ઞાનના દુરબીનથી સૌને હું નિરખીશ
આ દેખાતી અગાધ શાન્તિમાંથી—
Voice of Silence મૌન-દિવ્યધ્વનિ
હું સદાય સાભળુ છુ સાભળ્યા કરીશ !

* * *

મૃત્યુ ભલે શંખ ફૂંકી ઉઠાડે,
પણ સત્યમાંથી હું ચળું નહીં,
સ્વતંત્રતા એવી ચહું કે
જ્યાં ભીતિ કે ભ્રમણા નહીં
પ્રકાશના પુંજોમાં બસ !
'પ્રકાશ' થઈ હું મળી જાઉં ! વાહ ! કેવી મઝા !

* * *

આત્માની મસ્તાનીઓ હું ખેલીશ
ને જગતને એ ખેલમા નિરંતર નોતરીશ
મારા ચ્હેરા ને તેજસ્વી કાયો પરથીજ
સુંદર 'શ્વાસો' હું જગતમા જ માવીશ,
કે અનંતા યુગો સુધી

એ મ્હેરાને મોં 'ભણ્યા' કરે,
તે શાસ્ત્રમાંથી સૌ અમૃત બહુ પીધા કરે,
ને નવજીવનનું ગાન ગાતા ફરે!

* * *

જીભ કરતાં આંખથીજ

ઘણાય કામો હું આટોપીશ.
અને સૂતેલાને 'મોન' સંકેતથી જગાડીશ
કારણ—અમુક ભૂમિકા પછી
શબ્દો ને ઉપદેશ, એ મારે મન
જંજાળ હશે!
ખોટી મોટાઇ, દંભભર્યા વિવેક,
ને નકામી ધમાલો! દૂર હો! દૂર હો!
જગતનું તમે ખૂબ બગાડયું છે
Show' બાહ્ય દેખાવ કરવામાં દુનિઆએ
ઉંધું ઘાલીને તમને આડી અવળી વાપરી છે
તો દૂર હો! કૃપા કરી, દૂર હો!

જ્ઞાનના ગરવા શિખર પર ઉભા રહી
દુનિયા સાથે હુ વાત કરીશ
શાંતિ ને મધુરતાના એ મંદિરે
દર્શન કરવા મૌન સંકેતથી સૌને બોલાવીશ
થોડુ ખાઇને, ખૂબ પચાવીશ
અતિજ્ઞાનના અપચા કરતા—
થોડુ ખાઇને માનવતા હુ કેળવીશ
'મનુષ્યત્વ'નું અપમાન—
એ એકજ વસ્તુ મારાથી સહન નહીં થાય!

* * *

આવેશ ને લાગણી મારા પાળેલા કુતરા છે
સ્વભાવ પર કાબુ
એ તો મારો અનંત ખેલ છે
'વ્યવહારપણા' ના વર્તન કરતા
આદર્શનું ગુમાન—આનદાન ગુમાન
હુ સદાય જાગૃત રાખીશ
નવો પ્રાણ, નવી શક્તિ, અમૃતભર્યો વિચાર,
ને સંતોષભરી જીંદગીના
મધુરા શ્વાસ અહર્નિશ હુ ખેંચીશ

આત્મા, વ્યક્તિ, સમાજ કે ધર્મ,
રાષ્ટ્ર ને વિશ્વની પરતંત્રતા
ફોડવા હું સર્વસ્વ ત્યાગી જઈશ
વ્યક્તિસ્વાતંત્ર્ય માટે હું વિલાસો ત્યજીશ
સમાજ-ધર્મ કાજે ભવ્ય તપશ્ચર્યા કરીશ
રાષ્ટ્ર ને વિશ્વના સુખો માટે
સ્વર્ગના સુખો હું વિસારીશ!
બન્ધને મુક્તિ આપવી એજ મારો ધર્મ છે
ધર્મ પાળતા, જીવનને કુરબાનીથી, જ્ઞાન દયો,
દયા, ક્ષમા, પ્રેમ ને સૌજન્યથી અજવાળીશ
નિયમિત જડત્વને બદલે
રસમય ચૈતન્ય હું રેલાવીશ ચેતન! ચેતન!
મારા જીવનની
મારા વિચારોની,
મારા કાર્યોની—
આટલી આટલી પવિત્ર ભાવનાઓમા
જે જે અપૂર્ણતા હોય,
તેને 'પૂર્ણ' કરવાને ભગીરથ તપ હું આદરીશ
આત્મા, મારા શરીરમા નથી, પણ
મારી ભાવનામા—મારા હૃદયમા—

મારી 'વિચારસૃષ્ટિ'માં વિરાજે છે
એ જ્ઞાન હું ઘુટી ઘુટીને રાખીશ
ભાવના કે વિચારોને નબળા કરી
આત્માને હરગીજ હું નહીં અભડાવું !
મારો આત્મા પવિત્ર છે
વિશ્વના દરેક ભાગો પવિત્ર છે
મ્હારી દ્રષ્ટિ પરમ પવિત્ર છે
હું દિવ્ય છું
હું મહાન છું,
જગતની ચેતનભરી શાંતિનો-જ્યોતિનો હું
ચાહક છું
વિશ્વનું 'કલ્યાણ થાય'—
એ મારી પ્રતિપળે જાગૃત ભાવના છે
ઓ આત્મ સ્વરૂપો ! અહા કેવો આનંદ છે !

* * *

મ્હારા મધુર સ્વરૂપો !

પધારો ! 'અંદરના' મંદિરના ઉંડાણમાં—

આપણેજ આપણા દેવ થઇએ
આપણેજ આપણા શિક્ષા-'ગુરૂ' થઇએ,
ને મોક્ષમાર્ગના સાચા ભોમીયા થઇ

સૌ જગતજીવોને તેજસ્વી પ્રકાશ બતાવીએ !

* *

ચાલો ! ઓ માનવ પ્રભુઓ !

આપણે દિવ્યતાને પથે !
ચાલો, સૌ સાથે જ વિચરીયે
વિવિધ પ્રકૃતિના દેખાતા વિરોધી
સ્વભાવો ને વિરોધી કાર્યો, એ બીજુ કાંઇજ નથી
પણ આપણા એક બીજાનાજ વાવેલાં ફળો છે
આપણી સૌની પ્રકૃતિનુ કેન્દ્ર એકજ છે,
સૌનુ મુકામ એક જ
એકજ—એકજ આત્માના હાથમા છે
તે તમે ને હુ—આત્મા ! પરમાત્મા !
આજસુધી અફસોસ કરી કરીને પોતાની
પામરતાના ગીતડા આપણે
ઘણા ગાયા, ઘણા ગાયા, ગાઇ ગાઇને ભૂલ્યા !
ઘણું ભૂલ્યા !
ભૂલીને પરિણામે
આપણે આપણી ઉછાળા મારતી અ ય ...સા
આત્મશકિતઓને ખોઇ

*

પગ્વા નહિ!

ચૂકો! ભુલ્યા ત્યાથી ફરી!

જા યા ત્યારથી સવાર!
આપણે દિવ્યમાર્ગના મુસાફરો છીએ,
એ ભૂલશો ના!
જગતમા સૌનુ કલ્યાણ થાવ! એજ
આપણી ભાવના હો!
અને વિશ્વના પેટમાથી અમી-જળના
ફૂવારાઓ સદાય ઉડતા રહો!
આપણે પ્રેમથી પાન કરીએ!

ॐ चिदानद! परमानद!

ॐ अर्हम